(ૐ શ્રી સદગુરૂ બ્રહ્મા પીર ઈન્દ્ર ઈમામ શાહ બાવાની અસિમ કૃપાથી સંકલન)

# સ્વાધ્યાય પોથી, યાને જ્ઞાનગોષ્ટિ

## સંવાદ ભાગ-૧

● લેખક ●
અનામી અંતર
આત્મા. સતપંથી
અને
થિઓસોફીસ્ટ

●સાધક ●
૭૨, વર્ષના બુઢા
બાવાનો ગેબી
અવાજ યાને
અનાહત
●નાદ ●



● નિમિત માત્ર ●
શ્રીરવજીભાઈ
ઉર્ફે
શ્રીરાવજીભાઈ
કાનજીભાઈ
પટેલ
રહિશ
મુ.પો. વકતાપુર
તા. હિંમતનગર
જી. સાબરકાંઠા
ફોન : ૩૩૧
(જામળા)

(ઓળખ : સદગુરૂ પીર શ્રી ઈમામશાહ બાવા તથા સેવક હાજર બેગ બાવા સાથે)

## સંસ્થા પીરાણા

મુ.છાપકો :- વિધ્વાન એડવોકેટ શ્રી સુરેશ બી. બેલસરે સાહેબ મું. અમદાવાદ.
શ્રી બબાભાઈ શીવલાલ ચોકસી મુ. અમદાવાદ.

★ સ્વ. પૂજય ખાકી સાહેબના શિષ્યો પૈકીના શ્રધ્ધાળુ શિષ્યમંડળ ★

પ્રત : ૧૦૦૦ નોંધ તા. ૨૮-૧૦-૯૬ કિંમત :રૂા. ૬ પોસ્ટલ ખર્ચ રૂા. : ૧-૦૦ કુલે : ૭

(ૐ શ્રી સદગુરૂ બ્રહ્મા પીર ઈન્દ્ર ઈમામ શાહ બાવાની અસિમ કૃપાથી સંકલન)

# સ્વાધ્યાય પોથી, યાને જ્ઞાનગોષ્ટિ

## સંવાદ ભાગ-૧

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના સભ્ય છે.

● લેખક ●
અનામી અંતર આત્મા. સતપંથી અને થિઓસોફીસ્ટ

●સાધક ●
૭૨, વર્ષના બુઢા બાવાનો ગેબી અવાજ યાને અનાહત
●નાદ ●



● નિમિત્ત માત્ર ●
શ્રીરવજીભાઈ ઉર્ફે
શ્રીરાવજીભાઈ કાનજીભાઈ પટેલ
રહિશ
મુ.પો. વકતાપુર
તા. હિંમતનગર
જી. સાબરકાંઠા
ફોન : ૩૩૧ (જામળા)

(ઓળખ : સદગુરૂ પીર શ્રી ઈમામશાહ બાવા તથા સેવક હાજર બેગ બાવા સાથે)

## સંસ્થા પીરાણા

મુદ્રકો :- વિધ્વાન એડવોકેટ શ્રી સુરેશ બી. બેલસરે સાહેબ મું. અમદાવાદ.
શ્રી બબાભાઈ શીવલાલ ચોકસી મુ. અમદાવાદ.

★ સ્વ. પૂજય ખાકી સાહેબના શિષ્યો પૈકીના શ્રધ્ધાળુ શિષ્યમંડળ ★

પ્રત : ૧૦૦૦ નોંધ તા. ૨૮-૧૦-૯૬ કિંમત :રૂા. ૬ પોસ્ટલ ખર્ચ રૂા. : ૧-૦૦ કુલે : ૭

# (પ્રથમ ભાગ ૧ના સંવાદ સંકલનની અંતર પ્રેરણા )



અમદાવાદ ટાગોર હોલમાં ગત તા. ૧૧-૮-૯૬ના દીને જાહેર પ્રસંગ ઉજવાયો. તેનો હેતુ એ જ કે **ઈશ્વરીય પેગામ આદિગ્રંથ વેદ તથા અંતિમ ગ્રંથ કુરાનની** પારાયણ યાને જ્ઞાનગોષ્ટિ સંવાદનો પ્રસંગ હતો. આવા પ્રસંગની જે આમંત્રણ પત્રિકાઓ અમને પીરઝાદા અને સતપંથી એસ. બી. સૈયદ સાહેબે મોકલાવેલી. તેના આધારે, હમો મારા ચિ. બચુભાઈની સાથે આવા પ્રસંગમાં ઉપસ્થિત રહ્યા હતા. અને આ પ્રસંગમાં જેનું મુખ્ય પ્રમુખ સ્થાન હતું. તેવા **વિદ્વાન પંડિત વિષ્ણુ દેવ** વગેરે સંચાલકોની મુલાકાતો, પ્રસંગની શરૂઆત અગાઉથી લીધેલી. અને અમોએ **અમારો પરિચય આપણી પીરાણા સંસ્થાના પ્રતિનિધી સેવક તરીકે આપેલ.** ← પીરાણા સંસ્થાના પ્રતિનીધી

તેમજ મુલાકાતનો હેતુ આવા જ્ઞાનગોષ્ટિના પ્રસંગને અનુરૂપ, મારે પ્રવચન કરવા સમય લેવાની જીજ્ઞાસા હતી. અને તે માટે બે ત્રણ દિવસ અગાઉથી જ તેવી મતલબનાં કેટલાંક સાહિત્યોની નોંધ કરીને, કેટલાક સાહિત્યો પ્રમાણ માટે સાથે લીધેલ. અને આપણા સદગુરૂશ્રીના આદર્શો તથા સિધ્ધાંતોની જાહેર સભામાં મારે રજુઆત કરવાની હતી. અને મુખ્ય સંચાલક **પંડિતશ્રી વિષ્ણુદેવે** આ પ્રસંગના સંચાલકોને મારા નામની નોંધ તેમની ડાયરીમાં કરાવીને, છેવટના મારા પ્રવચન માટે સમય આપવાની સુચના કરી હતી.

પરંતુ પ્રસંગની શરૂઆત થયા પછીના મુખ્ય પ્રવચન કરવાના વકતાઓ એ જ વધુ સયમ લેતાં, છેવટના મારા પ્રવચન માટે મને સમય ન આપી શકયા. તે બદલ તે પ્રસંગના સંચાલકોએ, હમારી સમક્ષ દીલગીરી દર્શાવી હતી. અને ખાસ આ સંકલનના વાચકોને નોંધ લેવા જેવી બાબત એ છે કે **આ પ્રસંગમાં જેટલા હિન્દુ તથા મુસલમાનો બિરાદરો ઉપસ્થિત હતા**, તેઓ સૌને તે જ વખતે પૂર્ણાહુતી સમયમાં જ દરેકને એક- એક પુસ્તક પ્રસાદી ભેટ, સંચાલકો તરફથી અર્પણ કરવામાં આવેલી. અને હમોએ પણ આ પ્રસંગના મુખ્ય સંચાલક **પંડિતશ્રી વિષ્ણુ દેવજીને** આપણી અસલ જુની સ્વ. ખાકી સાહેબની પુજા વિધિનું પુસ્તક ભેટ અર્પણ કરેલ છે. આમ આ પ્રસંગમાં હાજરી આપવાથી ત્યાર બાદ હમારા દીલમાં આ પ્રથમ ભાગ-૧ નું સંકલન કરવાની તીવ્ર ઝંખના અને યાને જીજ્ઞાસા તા. ૧૧-૮-૯૬ના ઉપરોકત પ્રસંગની પ્રેરણાથી લખવાની શરૂઆત થયેલી.

અસલ પૂજા વિધિ સૈય્યદ અહમદ અલી ખાકીએ છપાવેલ છે.

સતપંથના સાહિત્યોમાં ભાષાકીય સુધારા વધારા કરેલ છે. એટલે ફક્ત બાહ્ય સુધારા છે.





# ૐ પ્રસ્તાવના ૐ



**સમગ્ર વિભાગના સદભાવીકોએ, આ જ્ઞાનગોષ્ટિ, સંવાદના સંકલનમાંથી, ગુણગ્રાહી બનીને હિતકારક તત્વસાર ગ્રહણ કરવા નમ્ર વિનંતી છે.**

આ સંકલનમાં મુખ્ય વિષય વિગતો, જે આપણા સતપંથ સમાજના તથા આપણી પીરાણા સંસ્થાના સંચાલકોએ, **આપણા સદગુરૂ શ્રી ઈમામ શાહ બાવાના અસલ ઉપદેશ બોધ વચનોમાંથી,** હાલ ગત પાંચ વર્ષથી જ ભાષાકીય સુધારા વધારા કર્યા છે. અને તેવા સુધારા વધારા હાલમાં ખૂબ જ લોકપ્રિય બન્યા છે. પરંતુ આપણા ઈષ્ટ સદગુરૂ પીર ઈમામ શાહ બાવા, તેમની જ્ઞાતી કુળ, જે સૈયદ અને પીર પેગમ્બર સ્વરૂપે જાહેર છે. તેમ છતાં તેમનાં મુખ્ય નામોમાં વિકૃતી કરીને ફક્ત **સૂફી સંત ઈમામ શાહ મહારાજ** ની સંજ્ઞાથીજ હાલમાં સંસ્થાનાં તમામ સાહિત્યોમાં **'પીરની પવિત્ર દરગાહ** યાને રોજાનું મુખ્ય સ્થાનનું નામ બદલીને , **કૃત્રિમ નામ માત્ર 'પ્રેરણા પીઠ'** થી ઓળખ અપાય છે.

દરગાહનું નામ બદલીને પ્રેરણા પીઠ રાખેલ છે.

**માટે આ સ્વાધ્યાય જ્ઞાન ગોષ્ટિ, સંકલન, સંવાદમાં** આવા પ્રકારના ભાષાકીય સુધારા વધારાની જ **સમિક્ષા કરવા હેતુથી** પ્રસિધ્ધ કરવામાં આવેલ છે. આ સંકલનમાં એક જીજ્ઞાસુ સાધકને મુંઝવતા કુલ ૯ પ્રશ્નો સવાલોના ૯ જવાબો આ લેખકના હાલના અનુભવ આધારે, આ વિષયની રચના કરવામાં આવી છે. તેમાં કોઈપણ બુધ્ધીમાન વાચકોએ વાદ વિવાદ નહી કરવા નમ્ર વિનંતી છે.

ઉપરાંત આપણા જ્ઞાતી સમાજમાં, કેટલાક ઉમદા તત્વ જ્ઞાનને ગ્રહણ કરનારા અધિકારી જીજ્ઞાસુ સાધકોએ, ઘડી ભર જેઓ આ સંવાદ વાચન કરે, તેઓએ વાચન કરવા સમય પુરતા પણ જો **બ્રહ્મજ્ઞાનની દ્રષ્ટિ ભૂમિકાથી જ આ સંવાદ વાંચન કરશે** તો તેવા જ કોઈ વિરલા સાધકો જ આ **સ્વાધ્યાયપોથી યાને જ્ઞાનગોષ્ટિ** સંવાદમાંથી હિતકારક સાર તત્વ ગ્રહણ કરી શકશે. જેવાઓને હંસ દ્રષ્ટિની ઉપમા આપી શકાય તેવાઓની દ્રષ્ટિએ આ સંવાદમાં જાણે અજાણે અમારી ભૂલો કે ક્ષતી યાને અતિશ્યોકિત જણાય તો, ઉદારતા અને ક્ષમાભાવ દર્શાવીને, આ સંકલનના કોઈપણ પ્રશ્ને, સવાલ જવાબમાં કોઈ પણ ક્ષતીઓ જણાય તો, તેઓ આત્મિય ભાવથી આ લેખકના સરનામે પત્ર વ્યવહારથી અગર રૂબરૂમાં ક્ષતીઓ તરફનું માર્ગદર્શન આપી આભાર થાય, તેવી સુજ્ઞ વાચકોને પ્રસ્તાવીક નમ્ર વિનંતી સાથે અપેક્ષા છે.

બીજી ખાસ મહત્વની વિગત યાદ અપાવવાની એ, છે કે, આ સંવાદ પૈકીના ૯ પ્રશ્નો, ગત તા. ૧૨-૮-૯૬ના તથા તા. ૧૫-૮-૯૬ના દીને રજીસ્ટ્રર પત્રથી, **આપણી પીરાણા સંસ્થાના ગાદીપતીને** તથા સતપંથ જ્યોત માસિકના સંપાદક **શ્રી શામજીભાઈ કાનજીભાઈ** ને હમોએ મોકલેલ. અને આ સંવાદ ૯ પ્રશ્નો સમગ્ર સમાજની જાણ માટે **'સતપંથ જ્યોત'** માસીકમાં જ પ્રસિધ્ધ કરવા નમ્ર વિનંતી કરેલી. પરંતુ તેઓએ તેમ જાહેર નહી કરતાં, અને મારા રજીસ્સ્ટર પત્રનો કોઈ પણ જવાબ મને નહી આપતાં ત્યારબાદ આ સંવાદના ૯ સવાલ તથા જવાબની વિગતોને છપાવીને સમગ્ર સમાજને બોધપાઠ લેવા માટે જાહેર કરેલ છે. જેથી આ પ્રકાશનની છપામણ કિંમત, જણાવ્યા મુજબ ખરીદી કરીને જીજ્ઞાસુ સાધકોએ તત્વસાર ગ્રહણ કરવા પ્રસ્તાવીક :- લેખક અનામી અંતર આત્માની નમ્ર પાર્થના.

ઉપરાંત ભારતભરના સતપંથી આત્મિય બંધુઓને ખાસ નોંધમાં લેવા જોગ બાબત એ છે કે, હાલમાં

કરસનકાકાને પીર કરીમની ઉપમા આપવામાં આવેલ છે.





જે **સ્વામી વિવેકાનંદનું** સંક્ષિપ્ત જીવન ચરિત્ર **(શ્રીરામ કૃષ્ણ આશ્રમ રાજકોટથી)** માસ જુન ૧૯૯૬માં કુલ ૨૦ હજાર પુસ્તક પાન ૧૨૪ પ્રસિધ્ધ થયેલ છે. તે પુસ્તકના ટાયટલ પાનમાં સ્વામી વિવેકાનંદનો ફોટો તથા તેનું શિર્ષક મુખ્ય નામ **(પથદર્શક પેગમ્બર વિવેકાનંદ)** જાહેર થયેલ છે. આ પુસ્તકના ૧૨૪ પાનમાં દરેક પાને (પથદર્શક પેયગંબર) નામ પ્રસિધ્ધ થયેલ છે.

આ ઉદાહરણ આપવાનો હેતુ ભાવાર્થ એ છે કે આ સંવાદના પ્રકાશનની વિગતોના છેવટના ભાગમાં જે **આપણા પુજ્ય આચાર્ય કરસનદાસજીનું સંક્ષિપ્ત જીવન નાટકના પાત્રની ભુમિકામાં લખાયેલ છે.** તેમાં જે સદગુરૂ ઈમામ શાહની ગાદીના કાકાસાધુ દત્તક વારસ એટલે આપણા આચાર્યશ્રીને 'જો કોઈ પીર કરિમ કાકાની ઉપમા આપે તો' આમ જો અને તો ના પ્રશ્નથી જ આચાર્યશ્રીની આત્મકથાનું સંકલન થયેલ છે.

એટલે સ્વામી **વિવેકાનંદને** જો હાલમાં **પેયગમ્બરની** જ ઉપમા અપાતી હોય તો **આપણા આચાર્યશ્રીને** તેવી ઉપમા કેમ આપી ન શકાય ? તે હકીકત આત્મકથાના વાચકોએ **બ્રહ્મજ્ઞાનની** દ્રષ્ટિથી વિચારવા આ લેખક અનામી અંતરઆત્માની નમ્ર પ્રાર્થના છે.

અંતમાં ફરીથી મારા વ્હાલા આત્મિય ગુરૂબંધુઓ- બહેનોને નમ્ર પ્રાર્થના છે કે આ સ્વાધ્યાય જ્ઞાનગોષ્ટિ સંવાદના પ્રથમ ભાગમાંનો મુખ્ય વિશેષ હેતુ ફકત **હાલમાં ભાષાકીય સુધારા વધારા કરેલાની જ સમિક્ષાનો છે.** પરંતુ તેમાં કોઈને વાદવિવાદ કરવાનો નથી.

ઉપરાંત તેવા સતપંથ સાહિત્યમાં **જેમણે સુધારા વધારા કરયા અને કરાવ્યા હોય તેવાઓને ક્ષમાભાવ છે.** તેમની વિરૂધ્ધ કોઈ ટીકા નીંદા કરવાનો આશય નથી. તેટલી સ્પષ્ટતા ફરીથી કરવી જરૂરી જણાય છે.

પરંતુ જેમાં જે શ્રધ્ધાળુ સતપંથીઓને, પીરો પગમ્બરોના નામ તથા અરબી ભાષાની શૈલીમાં શ્રધ્ધા વિશ્વાસ હોય, તો તેવાઓની ધાર્મિક શ્રધ્ધા લાગણી આજ પછીથી કોઈ ન દુભાવે, તેટલી જ સદભાવથી નમ્ર પ્રાર્થના છે. અને જે બહુમતી સમાજને હાલમાંનાં સુધારેલાં સાહિત્યોનો જ ઉપયોગ કરવાની ઈચ્છા હોય તેવાઓ તેમ કરવા સ્વતંત્ર છે. તેમને કોઈ બંધન કે પ્રતિબંધ નથી. આટલી સ્પષ્ટતાથી આપ સૌ વાચકોના દિલમાં આત્મ સંતોષ જો થશે તો મારા હાલના આ પ્રથમ સંવાદ સંકલનનો હેતુ સફળ થયો માનીશ. એ જ સદગુરૂશ્રીની અસીમ કૃપાથી પ્રતાવિક નમ્ર પ્રાર્થના છે. અનામી અંતરઆત્મા :

**જીજ્ઞાસુ સાધકનો સવાલ પ્રશ્ન ક્રમ (૧) :** આપણી પીરાણા સંસ્થાના સતપંથ સમાજના સંચાલકોએ **આપણા સદગુરૂ શ્રી ઈમામ શાહ બાવાના અસલ ઉપદેશમાં**, હાલ પાંચ વર્ષથી જે ભાષાકીય સુધારા વધારા કર્યા છે. તો તેમ તેવા **સુધારા વધારા, શા માટે કરવા પડયા ? તેનાં કારણો જણાવશો ?**

સાહિત્યોમાં સુધારા વધાર કરવાં પાછળના કારણો

**જવાબ : હાજી. હાલમાં સતપંથ સાહિત્યોમાં,** ભાષાકીય સુધારા વધારા કરી કરાવીને, **પીર પેગમ્બરોનાં સદંતર નામો** કમી કર્યાનું જાણવા મળેલ છે. અને તેમ કરવાનાં **મુખ્ય સબળ (બે) કારણો** નીચે મુજબ છે.

(૧) આપણા કચ્છ ગુજરાતભરમાં આપણા જ્ઞાતિબંધુઓ સતપંથ ધર્મ જે છોડનારાઓ, આપણા સતપંથ સંપ્રદાયની તથા સતપંથ ધર્મની જાહેરમાં ખુબ જ ટીકાઓ કરતા હતા. અને આપણો સતપંથ ધર્મ ઈસ્લામી, મુસલમાની પંથ છે. તેવું જાહેર પત્રિકાઓ છપાવીને, અન્ય બીજા જ્ઞાતી સમાજમાં આપણી બદનામી કરતા હતા.

ઉપરાંત કચ્છ તથા ગુજરાત ભરમાં જ્યાં જ્યાં સતપંથી મંદિરો હતાં, અને છે, ત્યાં ત્યાં **સતપંથી શ્રધ્ધાળુઓને,** હામ, દામ, દંડ ભેદ ચારે પ્રકારથી જુલ્મ અને ત્રાસ ગુજારતા હતા. ત્યારે ભૂતકાળમાં, **પીરાણા સંસ્થામાં** કોઈ દર્શન કરવા કે બાધા માનતા કરવા આવે તો, **જાહેરમાં પીરાણા ગામનું** નામ પણ ન લઈ

હાલના (કહેવાતા સુધરેલા) સાહિત્યો પણ સૈય્યદ અહમદ અલી ખાકીનાજ સાહિત્યો છે.

શકતા. (ગામડે જવું છે.) એમ જણાવતા આવા વિકટ સમય સંજોગોને કારણે, **હાલમાં ભાષાકીય સુધારા વધારા કર્યા હોય, તેવું અનુભવથી જાણવા મળેલ છે.**

(૨) **બીજું સબળ કારણ** એવું જાણવા મળેલ છે કે, અગાઉ ભૂતકાળમાં જે જે સતપંથી સાહિત્ય છપાવીને પ્રસિધ્ધ થયેલાં, તે તે સાહિત્યોના **લેખક પ્રકાશકો, વિદ્વાન સૈયદ સ્વ : બાવા સાહેબ ખાકીના નામથી** તથા તેમના અવસાન બાદ તેમના વારસ **સૈયદ સતપંથીશ્રી શમ્સુદ્દીન બાવાના પ્રકાશકના** નામથી, અને ખાકીસાહેબના શિષ્યોના સહયોગથી પ્રસિધ્ધ થતાં હોવાથી, સૈયદોના નામેથી પ્રસિધ્ધ થતાં સાહિત્યોનો ઉપયોગ ન કરી શકાય અને, ઉપયોગ કરે તેની ટીકાઓ થતી હતી. માટે હાલમાં જે, જે નૂતન સાહિત્ય ગત ૫-૬ વર્ષથી છપાય છે, તે બધાં જ **ઉપરોક્ત વિદ્વાન સૈયદ ખાકી સાહેબના જ સાહિત્યોમાંથી સુધારા વધારા કરાવીને, હાલના પ્રકાશક સંસ્થાના ગાદી પતી આચાર્યશ્રી કરસનદાસજી** ના નામે પ્રસિધ્ધ થતાં હોવાથી, ત્યાર બાદ હાલમાં સતપંથ સમાજની કોઈ ટીકાઓ કરતા નથી. અને આવા કારણસર સુધારા વધારા કર્યાનું જ જણાય છે.

**જીજ્ઞાસુ સાધકનો સવાલ પ્રશ્ન ક્રમ ૨ :** ઉપરોક્ત સાહિત્યોના ભાષાકીય સુધારા વધારા હાલમાં ખૂબ જ લોકપ્રિય કેમ બન્યા ? તે જણાવશો ?

સુધરેલા સાહિત્યો કેમ લોકપ્રિય બન્યા?

**જવાબ :** હાજી, તેમ **લોકપ્રિય બનવામાં પણ મુખ્ય (બે) કારણો છે.**

(૧) પ્રથમ સબળ કારણ એ જ છે, કે અગાઉ ભૂતકાળમાં જે **આપણા જ્ઞાતી બંધુઓ જેઓ** આપણી સતપંથ સમાજની બદનક્ષીઓ તથા ટીકાઓ જાહેરમાં કરતા હતા. તેઓ હાલમાં આવી જાતના સુધારા વધારા થવાથી **ટીકાઓ કે બદનક્ષી કરતા બંધ થઈ ગયા.** ઉપરાંત તેવા સુધારક જ્ઞાતીબંધુઓએ જ આપણી સંસ્થાના ગાદી પતી તથા સંચાલકોના સુધારા વધારાના કાર્યની પ્રશંસા કરીને **ગાદીપતીને બહુ જ માન સન્માન કરતા થયા.** જેના કારણે આપણા કચ્છ ગુજરાતભરના સમગ્ર સમાજમાં લોકપ્રિય બન્યા.

(૨) બીજું સબળ કારણ જે આપણા સતપંથ સાહિત્યના સુધારકોએ **પીર પેગમ્બરોના નામો કમી કરાવેલાં સાહિત્યોને ભારત ભરના સાધુ સંતો મહંતો સમક્ષ રજુ કર્યા.** અને જે એક **'વિશ્વ હિન્દુ પરિષદ'** ના નામે પ્રચલિત સંસ્થા છે. તેવી સંસ્થાના **મુખ્ય પૂજ્ય મહંતશ્રી અવિચળદાસજીએ** ગત સન ૧૯૯૩ ની સાલમાં સારસા મુકામે, એક જાહેર પ્રસંગમાં, આપણી સંસ્થાના ગાદીપતી સંચાલકોને આમંત્રણ આપેલ. ત્યારે સારસા મુકામે આપણા **હાલના ગાદીપતી કરસનદાસ મહારાજ** વગેરે ગયેલા. ત્યારે તેવા **સારસા ગામના પ્રસંગમાં આ લેખકની હાજરી હતી.** અને ત્યાં સભામાં, ત્યાંના **મહંતશ્રી અવિચળદાસજીએ**, આપણી સંસ્થાના આચાર્યશ્રીનું બહુમાનથી સ્વાગત કરેલ. ત્યારે તેવા જાહેર પ્રસંગની જાહેર સભામાં, **મહંતશ્રી અવિચળદાસજીએ** આપણી સંસ્થાના ગાદીપતીને ખાસ સંબોધીને જણાવેલું કે, અત્રે આ પ્રસંગમાં, **પીરાણા સંસ્થાના આચાર્યશ્રીકરસનદાસજી** તથા તેમના સંચાલકો ઉપસ્થિત છે. તેઓ બધા **હિન્દુજાતીના તથા હિન્દુ ધર્મના જ છે. અને પીરાણા સંપ્રદાયમાં માનવા વાળા બધા હિન્દુજ્ઞાતીના જ અનુયાયીઓ છે.** અને હાલમાં પીરાણા સંસ્થામાં હિંદુ ધર્મની વિધ્ધ પ્રમાણેજ પુજાઓ થાય છે.

કરસન કાકાની સાથે આ લેખકની પણ હાજરી હતી.

પરંતુ ભૂતકાળમાં અગાઉના ગાદીપતીઓ તથા તેને માનવાવાળા જે **આપણા હિન્દુ સનાતન ધર્મના રાહથી ભૂલા પડેલા હતા. તેથી હાલના આ ગાદીપતી એ તેમની ભૂતકાળની ભુલો સુધારીને તેમનાં સાહિત્યોમાં સુધારા વધારા કરાવીને, આપણા હિન્દુ સનાતન ધર્મના રાહમાં પાછા ફરેલા છે.** માટે આપણે આ જાહેર પ્રસંગમાં તેમનું ખૂબ જ બહુમાન કરીએ છીએ. તેવા સમાચારો અખબારોમાં પ્રસિધ્ધ થયેલ છે.

સતપંથ ધર્મ મૂળમાં હિંદુ ધર્મ નથી એ પુરવાર થઈ જાય છે.

આમ ત્યાર બાદ આપણા ગાદીપતી આચાર્યશ્રીને તેમની સંત સમિતિના ઉપાધ્યક્ષ તથા વિરવરની ઉપમાઓ મહંતશ્રી અવિચળદાસજીએ આપેલી. તેવા સબળ કારણોસર ત્યાર બાદ સમગ્ર ભારત ભરના સંતો મહંતોજ આપણી સંસ્થાના આવી જાતના પરિવર્તનના કાર્યોની ખૂબ જ પ્રશંસાઓ કરતા થયા. ત્યારથીજ સમગ્ર ભારતમાં લોકપ્રિયતા વધી છે. આમ લોકપ્રિયતાના મુખ્ય બે કારણો છે.

**જીજ્ઞાસુ સાધકનો સવાલ ક્રમ ૩ : આપણી સદગુરૂ ઈમામ શાહ બાવા છે. તેઓ કઈ જાતિ અને કુળ ના છે ? સૈયદ, ક્ષત્રી કે બ્રાહ્મણ છે ? તે જણાવશો ?** આ પ્રશ્નનું સબળ કારણ એ છે કે હાલમાં આપણા ઈષ્ટ દેવના મુખ્ય નામ જે, **સદગોર પીર ઈમામશાહ બાવા છે, તેના નામમાં તથા જાતીમાં સુધારો કરાવીને ઈમામશાહ મહારાજની** જ સંજ્ઞાથી જ પ્રચાર થાય છે. તો તેવી મહારાજની આ સંજ્ઞા સાચી છે ? કે મન કલ્પીત છે ? તે જણાવશો ?

ઈમામ શાહ અરબી કુળના છે અને જાતી કુળ સૈય્યદ છે.

**જવાબ :** હાજી, આપણા સદગુરૂનું અસલ કુળ જાતીનું સ્વરૂપ **અરબી કુળમાં, ઈષ્ટ સદગુરૂ પીર ઈમામ શાહ બાવાની જાતી કુળ સૈયદ છે.** તેવી સત્ય હકીકત જગ પ્રસિધ્ધ ઈતીહાસ જાહેર છે. તેમ છતાં, હાલમાં **સૈયદ કુળ** જાતીને ક્યાંય પ્રસિધ્ધિ નહી આપતાં, ફક્ત **ઈમામશાહ મહારાજની જ સંજ્ઞા** કે જે, **બ્રાહ્મણ કુળની અપાય છે.** તેવી હાલની સંજ્ઞા **મન કલ્પિત અને કોમવાદી સુધારકોની સંજ્ઞા છે.** દાખલા તરીકે શ્રીરામ ભગવાનને કોઈએ મહારાજની સંજ્ઞા આપી નથી. કારણ કે **શ્રીરામ ક્ષત્રીયકુળમાં અવતાર છે.** તેમજ વામન કે ફરસુરામને ક્ષત્રીય કુળની સંજ્ઞા આપી નથી. કારણ ? તે **બ્રાહ્મણ જાતીમાં અવતાર છે. માટે સદગુરૂ શ્રી ઈમામ** શાહને હાલ જે મહારાજની સંજ્ઞા અપાય છે. તે સાચી નથી. મન કલ્પિત છે.

સતપંથના સુધારકો કોમવાદી છે...

**જીજ્ઞાસુ સાધકનો સવાલ ક્રમ ૪ :** ઉપરના પ્રશ્નમાં જણાવ્યા મુજબ આપણા **સદગુરૂશ્રીના કુળની જાતીનું કોઈ સબળ પ્રમાણ છે ? અને હોય તો તે જણાવશો ?**

ઈમામશાહના કુળ/જાતીના સબળ પ્રમાણો...

**જવાબ :** હાજી, તેવાં પ્રમાણો અનેક છે. અને પ્રમાણો જે પ્રથમ અસલ સદગુરૂના ઉપદેશ બોધ વચનોમાંના સાહિત્યોમાં જ અનેક પ્રમાણો છે. તેમ છતાં હાલમાં નૂતન સુધારેલાં સાહિત્યો જે જે પ્રસિધ્ધ થાય છે. તેમાં અસલ **સદગોર પીર પેગમ્બરોની ઓળખનાં પ્રમાણો કમી કરવામાં આવેલ છે.** તેમ છતાં તેવાં પ્રમાણો આ સંવાદમાં જ પાછળના ભાગમાં આપવામાં આવશે. ઉપરાંત એક સબળ પ્રમાણ જગ પ્રસિધ્ધ અને જાહેર છે. તે નીચે મુજબ છે.

સરકારી દસ્તાવેજોનું પ્રમાણ...

ગત સન ૧૯૩૯માં **જ્યારે સીવીલ કોર્ટથી** આપણી આ સંસ્થાનું ખાસ **એક બંધારણ સ્કીમ** જાહેર થયેલ છે. **તેવી સ્કીમના રજીસ્ટ્રેશન માંની** નોંધણીમાંજ મુખ્ય સદગુરૂશ્રીની જાતી તથા નામનું તથા સ્થાનનું પ્રમાણ છે. તેવું નામ **ધી ઈમામ શાહ બાવાનો રોજો સંસ્થા ટ્રસ્ટ પીરાણા.** આવા ઉપનામ વાળા બંધારણની વિગતોમાં સદગુરૂશ્રીના નામ તથા કુળ જ્ઞાતી વગેરેનું વર્ણન જાહેર છે. તેમ છતાં **સૈયદ કુળ જાતીની અસલ** ઓળખ અને નામ બદલીને ફક્ત **'ઈમામ શાહ મહારાજની સંજ્ઞાથી પ્રચાર થાય છે.** તેવી સંજ્ઞાઓ **બ્રહ્મજ્ઞાનીની દ્રષ્ટિથી કોમવાદી અને મન કલ્પિત મનાય.**

**જીજ્ઞાસુ સાધકનો પ્રશ્ન ક્રમ ૫ :** હાલમાં આપણી સંસ્થામાં પ્રસિધ્ધ થતાં તમામ સાહિત્યોમાં તથા **સતપંથ જ્યોત** માસીકમાં સંસ્થાના ધામ સ્થળની ઓળખનું નામ જે **પ્રેરણા પીઠ ની સંજ્ઞાથી જ પ્રચાર થાય છે. તો તેવું નામ પ્રેરણા પીઠ તે કઈ જગ્યા કે સ્થાનનું નામ છે ? તે સાચુ છે ? કે મન કલ્પિત છે ? તે જણાવશો ?**

જવાબ : હાજી, અમારા અનુભવની દ્રષ્ટિએ હાલમાં જે **સંજ્ઞા માત્ર 'પ્રેરણાપીઠ'ના** ઉપનામથી પ્રચાર





"મહારાજ" શબ્દ કોમવાદી છે...
હાલ પીરાણાના જગાડાઓનું મૂળ છે...

"પ્રેરણાપીઠ" નામ ખોટું છે.





થાય છે. **તો તેવી સંજ્ઞા મન કલ્પિત છે** સાચી નથી. તેના પ્રમાણો નીચે મુજબ છે.

ઉપરના પ્રશ્ન ચોથામાં જણાવ્યા મુજબ આ સંસ્થાના **મુખ્ય સ્થાન કે પૂજનીય ધામનું મુખ્ય નામ સંસ્થાના બંધારણ સ્કીમમાં જ જાહેર રજીસ્ટ્રેશન થયેલ છે.** તેવું નામ **ધી ઈમામ શાહ બાવાનો રોજો** ના નામથી નોંધણી રજીસ્ટ્રેશનમાં જાહેર છે. એટલે કે રોજો યાને દરગાહના અસલ મુળ સ્થાનના નામને, હાલમાં જાહેર પ્રસિધ્ધ જ નહિ કરતાં, **રોજો યાને દરગાહના જ સ્થાનને વિકૃત નામે 'પ્રેરણાપીઠ'ની સંજ્ઞા** છેલ્લા ૪ વર્ષથી જ અપાવવાની શરૂઆત થઈ છે. અને તેવી શરૂઆત પણ જ્યારે **સારસા મુકામે** ગત ૧૯૯૩ની સાલમાં પ્રસંગમાં આપણી સંસ્થાના ગાદીપતી વગેરે સંચાલકો ત્યાં ગયેલા. ત્યારે ત્યાંના **પૂજ્ય મહંતશ્રી અવિચળદાસજીએજ સૌ પ્રથમ આપણી** આ **સંસ્થાની દરગાહને** જ **'પ્રેરણાપીઠ'** આવું ઉપનામ આપેલું. પરંતુ **સંસ્થાનું મુખ્ય નામ અને સ્થળ રોજો યાને દરગાહ** છે. તેવા પૂજનીય **પવિત્ર રોજાનું કે દરગાહનું** જ નામ સદંતર કમી કરીને, તેનો પ્રચાર જ નહી કરવાની આપણા સંસ્થાના સંચાલકોની કાયરતા છે. તેમજ **સમગ્ર સતપંથ સમાજની નિર્બળતા અને અજ્ઞાનતા છે.** ઉપરાંત આવી જાતની **મુખ્ય પૂજનીય સ્થળ** ધામમાંના **નામની વિકૃતી, કોમવાદી સુધારા વધારાની પરિવર્તનની ઝાંખી છે.** કારણ કે આપણી આ સંસ્થા માત્ર હિન્દુ જ્ઞાતીની જ સંસ્થા નથી. અને પીરાણાના ધામમાં **પીરોની સમાધિઓ પૂજાય છે. અને ત્યાં કોઈ હિન્દુ સાધુ સંતો મહંતોના મઠ કે આશ્રમનું સ્થાન નથી.** અને ભારતભરમાં જ્યાં જ્યાં હિન્દુ જાતિના મઠ આશ્રમો છે તેવાઓને જ પીઠ, મઠ, કે આશ્રમની ઉપમા અપાય છે. દાખલા તરીકે **દ્વારકા પીઠ, શંકરાચાર્યપીઠ,** વગેરે વગેરે. પરંતુ **આ પીરાણા ગામમાં,** મુખ્ય પુજનીય સ્થાન **દરગાહમાં જ્યાં સૈયદ સદગુરૂ પીર ઈમામશાહ બાવાની** સમાધી તથા **તેના ચિ. સૈયદ સુત નર અલીમહંમદ શાહ બાવાની સમાધી તથા માતા બેગમ આદ શકિતની સમાધી છે.** ત્યાં આ ત્રણે સમાધીઓના ઉપરનું પૂજનીય તીર્થધામ **રોજો યાને** દરગાહ છે. તેમ છતાં આવા **મૂખ્ય તીર્થધામ રોજો યાને દરગાહનું નામ જ જાહેર ન કરતાં,** હાલમાં **વિકૃતિ નામ પ્રેરણા પીઠનીજ સંજ્ઞાથી** જાહેર પ્રચાર થાય છે. માટે તેવી હકીકતો આ સંવાદની વિગતો વાંચન કરનારાઓ **બ્રહ્મ જ્ઞાનીનીજ દ્રષ્ટિથી** વિવેક બુધ્ધિથી તુલના કરવા નમ્ર વિનંતી.

પીરાણા હિંદુઓનું સ્થાનક નથી

પીરાણામાં કોની કબરો (સમાધિઓ) છે...

એક કહેવત અત્રે યાદ આવે છે કે **દુનિયાને ઉંધા ચશ્માં ડાહ્યા દિવાના લાગે.** તે મુજબ હાલમાં આપણે દુનિયા કે જગતમાં સમગ્ર ભારતમાં **કોમવાદી વાતાવરણનું ઝેર પ્રસરેલ** છે. અને દુનિયાને જ સારૂ લગાડવા અને લોકપ્રિય બનવા હાલમાં ભાષાકીય સુધારા વધારા કર્યા છે. તો તેવા સુધારા વધારા કેટલા અંશે વ્યાજબી છે ? તેની તુલના **બ્રહ્મજ્ઞાની મહાત્માઓ કરશે** તેવી **નમ્ર વિનંતી** છે.

સુધારા ફક્ત દુનિયાને સારૂં દેખાડવા માટે કરેલ છે. (એટલે સુધાર ફક્ત બાહ્ય છે.)

**જીજ્ઞાસુ સાધકનો પ્રશ્ન ક્રમ ૬ : આપણા ધર્મને માત્ર સતપંથ સનાતન ધર્મના જ નામથી પ્રચાર થાય છે.** પરંતુ ઈસ્લામ ધર્મ સિવાયના બીજા તમામ ધર્મોને, **હિંદુ ધર્મના નામથી** સંબોધન થાય છે. માટે આ પ્રશ્નની વિગત એ છે કે **આપણા ધર્મને હિન્દુ ધર્મ તરીકે સંબોધન કેમ ન થઈ શકે**?

સતપંથ એ હિંદુ ધર્મ શા માટે નથી? તેનો જવાબ...

**જવાબ : હાજી, આ પ્રશ્ન આપનો ગુઢ અને ગહન છે. અને સતપંથ ધર્મને** માનવાવાળાઓ મોટી સંખ્યામાં **હિન્દુઓજ** છે. અને આ સંસ્થામાં મુખ્ય દાન ભેટ દક્ષિણા વગેરેની આવક મોટા ભાગે **હિન્દુ જ્ઞાતી સમાજ તરફથી** અત્રે અપાય છે. તે હકીકત તદન સાચી અને સત્ય છે. તે હમારી જાણમાં છે.

પરંતુ આ **પ્રશ્નને વિવેક બુધ્ધિથી સમિક્ષા કરીને સમજવાની જરૂર છે.** અને પ્રથમ એ જાણવું જરૂરી છે કે આ **સંસ્થાનો વહીવટ બંધારણ મુજબ કરવા માટે, આપણી સંસ્થામાંના બંધારણ સ્કીમમાં,** જે કમીટીની રચના કરવામાં આવી છે. તે નીચે મુજબ છે.

પીરાણાની સંસ્થા એકજ "હિંદુ" ધર્મને માનવાવાળાની સંસ્થા નથી.





કમીટીની રચનામાં : ૭ વિભાગના ૭ **સતપંથી સભ્યોની** નિમણુંક થયેલી છે. તથા **૩ સભ્યો ૩ વિભાગના સૈયદ જ્ઞાતીનાની** નિમણુંક થયેલી છે. અને ૧ **ચેરમેનશ્રી મળીને કુલ્લે ૧૧ સભ્યો વહીવટ કરે છે.** તેથી આ વહીવટમાં **આપણા માત્ર હિન્દુ એક જ જ્ઞાતીનો વહીવટ નથી**. અને આ સંસ્થાની સ્થાવર મિલકત તથા જે દાન ભેટ, દક્ષિણા વગેરે આપનાર ગમે તે જાતી જ્ઞાતિના હોય, **પરંતુ સંસ્થાની સઘળી મિલકત સમગ્ર જ્ઞાતિની સાર્વજનીક ટ્રસ્ટની છે.** અને **એક જ હિન્દુ જ્ઞાતી કે હિન્દુ ધર્મને માનવાવાળાની સંસ્થા નથી** એટલે આપણા સદગુરૂની કુળ જ્ઞાતિ સૈયદ હોવા છતાં, **પણ સદગુરૂના ઉપદેશને ઈસ્લામ ધર્મની ઉપમા અપાઈ નથી.** તેમજ **હિન્દુ જ્ઞાતી ધર્મની પણ ઉપમા અપાઈ નથી.** પરંતુ આપણા ધર્મને ફકત **સતપંથ સનાતન ધર્મની જ સંજ્ઞાથી** આ ધર્મનું નામ અપાયેલ છે. તે સાચુ છે.

ઉપરાંત આવો પવિત્ર રોજો યાને દરગાહના તીર્થધામમાં **હિન્દુ તથા મુસલમાન કોમના સર્વે શ્રધ્ધાળુઓ,** દરરોજ અસંખ્યની હાજરી દર્શન કરવા વખતે હોય છે. ત્યારે **સવાર તથા સાંજની સંધ્યા નોબત વખતે અત્રે પ્રાર્થના ધૂપ લોબાનથી થતી હોય છે. ત્યારે હિન્દુઓ તથા મુસ્લિમ બીરાદરો તમામ એક જ પાંગતે ઉપસ્થિત રહીને પ્રાર્થના બંદગી કરીને, સૌને અરસ પરસ વંદન વીધી પણ કરતા હોય છે.** અને તેવી પ્રણાલિકા હાલ સુધીમાં અત્રે દરગાહમાં ચાલુ હોવાથી આ રોજો **હિન્દુધર્મ તથા મુસ્લિમ ધર્મની એકતાના પ્રતિક સમાન પ્રખ્યાત છે.** તેથી જ **આપણા ધર્મના ઉપદેશનું મુખ્ય નામ ફકત સતપંથ સનાતન વૈદિક ધર્મથી પ્રખ્યાત છે.** તેમજ હાલમાં તેવા પ્રકારથી પ્રચાર થાય છે. તે ખૂબ જ પ્રશંસનીય છે.

પીરશાહ જાપ અને નિષ્કલંકી જાપ એ એકજ છે... તેના કારણો

**જીજ્ઞાસુ સાધકનો પ્રશ્ન ક્રમ ૭:** આપણા સદગુરૂના ઉપદેશમાં **મુખ્ય જાપ** પ્રથમ વડીલોના વખતથી **પીરશાહ જાપ પ્રચલિત હતો.** પરંતુ હાલ ગત ૪-૫ વર્ષથી સુધારા વધારા કરનારાઓ ઓએ તેવો **પીરશાહ જાપ નહી જપવા,** અને **શ્રીનિષ્કલંકીનો જ જાપ જપવાનો** હઠાગ્રહ હાલમાં સમાજમાં થતો હોય તેમ જણાય છે. માટે આ પ્રશ્નમાં મુંઝવણનો સવાલ એ છે કે, **પીરશાહ જાપ કે નિષ્કલંકી જાપ, આ બેઉમાંથી કીયો જાપ સાચો છે? તે જણાવશો?**

**જવાબ:** હાજી, અમારા અનુભવ પ્રમાણે તથા **સદગુરૂનાં બોધ વચનો પ્રમાણે** તેની સમિક્ષા યાને સ્પષ્ટતા નીચે મુજબ છે.

પ્રથમ **ઉપરોકત બેઉ જાપ, એક રીતે સાચાજ મનાય.** કોઈને જુઠો કે મન કલ્પિત ન જ કહી શકાય. તેમ છતાં, **જો પીરશાહ જાપની હાલમાં ઉપેક્ષા** થતી હોય તો, **તેમ ઉપેક્ષા કરનારાની અજ્ઞાનતા તથા કાયરતા મનાય.** અને **આપણા સદગુરૂશ્રીનાં બોધ વચનો** તથા શાસ્ત્રોમાં, ચારે યુગના ચાર જાપ જાહેર છે. પ્રથમ કર્તા યુગમાં **શ્રી નરસિંહ ભગવાનનો જાપ છે.** બીજા ત્રેતા યુગમાં **ભગવાનશ્રી રામના નામનો જાપ છે.** ત્રીજા દ્વાપર યુગમાં **ભગવાન શ્રીકૃષ્ણના નામનો જાપ છે.** અને **કળયુગમાં અરબી સ્વરૂપે સદગુરૂનો અવતાર હોવાથી, અરબી સ્વરૂપના અવતાર નામની ટુંકી જે સંજ્ઞાનો જાપ તે પીરશાહ નામ જાપ છે.**

તેમ છતાં હાલમાં **ભગવાનશ્રી નિષ્કલંકીનો જાપ** નામથી પ્રચાર થાય છે. તે સહજ સરળ સ્વભાવીક છે. તેને પણ ખોટો ન જ કહી શકાય. પરંતુ **આવા બેઉ જાપ** તથા **બેઉનામોનાં અર્થઘટન** યાને ભેદ ભાવાર્થ ગુઢ અને ગહન છે. તેની સમિક્ષા સ્પષ્ટતા નીચે મુજબ છે. પ્રથમ **નિષ્કલંકીની સંજ્ઞા** એટલે **નિષ્કલંકીનો અર્થ ભાવાર્થ** કલંક રહીત થાય છે. પરંતુ **નિષ્કલંકી કોણ? જેને કલંક નથી તે વ્યકિત કોણ?** અને તેવી જે **વ્યકિતના મુખ્ય નામનું જ** ગુણ વાચક **ઉપનામ નિષ્કલંકી છે.** માટે તેવી **નિષ્કલંકીની**

પીરાણા સતપંથીઓ માટે "નિષ્કલંકી નારાયણ" એટલે અરબી કુળના, નર મુહમ્મદ શાહ બાવા.
કોઈ હિંદુ દેવ નથી.



સંજ્ઞા મુખ્ય કઈ વ્યકિતને સંબોધન થાય છે ? તેનો મર્મભેદ ગુઢ અને ગહન છે તે નીચે મુજબ ખુલાસો છે.

આપણા સદગુરૂની એકસો બોધવચનોની શિક્ષાપત્રી જેનું હાલમાં નામ વચનામૃત બિન્દુ નામની પુસ્તીકાઓ, હાલમાં પીરાણા શિબીર વખતે પ્રસિધ્ધ થયેલ છે. તેવી એકસો પૈકીનાં છેવટના ૯૨ થી ૯૫ નાં બોધ વચનોમાં મુખ્ય જાપ નામનો ખુલાસો છે. (તેવાં બોધ વચન) નીચે મુજબ છે.

જેવા રૂપેથી ગૌર અને નર હોય સહી, તેવા રૂપથી જાપ જપવો મુનીવરભાઈ. તેવાં વચનનો ભેદ મર્મ ભાવાર્થ એ, છે, કે, જેવાં રૂપ અને સ્વરૂપ કોને કહેવાય ? કે, જે, કુળ અને જે જ્ઞાતી, જાતીમાં ભગવાનનો જે, જે, સમયમાં અવતાર જાહેર થયેલ હોય, તો તેવા કુળ જાતીના જ ભગવાનના નામનો જાપ. એટલે ઉદાહરણ તરીકે, શ્રીરામ ભગવાન ક્ષત્રીય કુળ જાતીમાં હતા. અને ફરસુરામ તથા વામન ભગવાન બ્રાહ્મણ કુળ જાતીમાં હતાં. તેમ હાલના કળયુગમાં, ભગવાન શ્રી નિષ્કલંકી કીયા સ્વરૂપમાં ? અને કઈ જ્ઞાતી જાતીમાં ? અને તેના માતા પિતા કોણ ? તેનો ખુલાસો જવાબ એ જ છે કે ભગવાન અરબી સૈયદ કુળ સ્વરૂપમાં, જનમ્યા છે. તેથી (તેવાં નામ અને તેવાં રૂપ વાળા) જેવા રૂપેથી ગોર નર હોય સહી, એટલે ગોર અને નર તેમ બે મુખ્ય વ્યકિત કોણ ? તેનો ખુલાસો એ છે કે, ગોર એટલે આપણા સદગુરૂ બ્રહ્મા પીર ઈમામ શાહ બાવા તથા (નર એટલે વિષ્ણુ સ્વરૂપ દસમો અવતાર શ્રી નરઅલી મહંમદ શાહ બાવા) આ બેઉના મુખ્ય નામનો જાપ છે. તેથી આ બેઉ મુખ્ય નામની ટુંકી સંજ્ઞા (પીર ઈમામશાહની સંજ્ઞા પીર) અને (નરઅલી મહંમદશાહની ટુકી સંજ્ઞા શાહ) આવા મુખ્ય બેઉ બ્રહ્મા વિષ્ણુના મુખ્ય નામની ટુંકી સંજ્ઞા પીરશાહ જાપ છે. આવા મુખ્ય અરબી સ્વરૂપના નામની ટુંકી સંજ્ઞા પીરશાહના જાપ ને જો સદંતર કમી કરવામાં આવે તો, સદગુરૂની શિક્ષાપત્રીનાં બોધવચનનોનું જ ખંડન મંડન અને વિકૃતી કરવા સમાન મનાય. માટે આવા મહત્વના પ્રશ્નોની આટલી લંબાણ વિગતથી સમિક્ષા સદગુરૂની પ્રેરણાથી કરવામાં વાચકો બ્રહ્મજ્ઞાનીની દ્રષ્ટિથી આ સંવાદ સંકલનનું વાંચન કરે તે નમ્ર વિનંતી.

**જીજ્ઞાસુ સાધકનો પ્રશ્ન ક્રમ ૮ :** હાલમાં આપણા સંચાલકો સુધારકોએ પ્રસિધ્ધ થતાં સાહિત્યોમાં જે મુખ્ય નામ વિષ્ણુ અરબી સ્વરૂપે અવતાર નર અલી મહંમદ શાહનું નામં સદંતર કમી કરેલાનું જણાય છે. તો તેવા મુખ્ય નામની સમિક્ષા તથા સ્પષ્ટતા કરશો ?

વિષ્ણુનો ૧૦મો અવતાર એ કંઈ હિંદુ દેવ નથી

**જવાબ :** ઉપરના જે ૭ મા પ્રશ્નમાં સ્પષ્ટતા કરી છે, તે મુજબ ભગવાનશ્રી નિષ્કલંકીનો દસમો અવતાર નરઅલી મહંમદશાહ મુખ્ય પૂજનીય પાત્ર છે. તેમ છતાં મુખ્ય નામ અરબી ભાષાના પેગમ્બર સૈયદ કુળમાં જન્મેલા હોવાથી, તેવા મુખ્ય નામને જ કમી કરવાનું સાહસ, બ્રહ્મજ્ઞાનીની દ્રષ્ટિથી અને સરકારના કાયદાની તુલનાથી, તેમજ કુદરતના કાયદા કાનુન મુજબ ભારે અપકૃત્ય સમાન મનાય. અને તેવા નામ કમી કરનારા કરાવનારાઓને, નીચે મુજબના ઉદાહરણથી પ્રમાણોની સ્પષ્ટતા કરવાથી તેમની જાણે અજાણે થતી ગફલતને સુધારવા પ્રયત્ન કરશે તેવી નમ્ર પ્રાર્થના છે.

તેવા સબળ પુરાવા પ્રમાણ સદગુરૂશ્રીની દરગાહને રોજામાં જ મુખ્ય ત્રણ સમાધીઓ હાજરા હજુર છે. જેની આપણે દરરોજ રાત્રી દિવસ સેવા પુજા કરીએ છીએ. તેવી ત્રણે સમાધીઓના નામ નીચે મુજબ છે. (૧) સદગુરૂ બ્રહ્મા પીર ઈમામ શાહ બાવાની છે. (૨) સદગુરૂ પીરનાં ધર્મપત્ની આદશકિતમાતા ~~બુંઝરંગ~~ હિંમત બેગમની છે. (૩) તેમજ ઈમામ શાહ બાવાના સુત વિષ્ણુ સ્વરૂપે શ્રીનરઅલી મહંમદ શાહની કુલે ત્રણ સમાધિઓ છે.

બે સતપંથી લોકો મળે ત્યારે એક બીજાને કેવી રીતે વંદન કરે છે...





શ્રી **નરઅલી મહંમદશાહ બાવાને, સતપંથ સાહિત્ય જ્ઞાન પ્રચારમાં, હાલમાં સદંતર કમી કર્યાની હકીકત પણ તદન સત્ય અને સાચી જ જણાય છે.** ત્યારે આવા મુખ્ય દસમા **નિષ્કલંકી ભગવાનના અવતારી પુરૂષ નરઅલી મહંમદ શાહનું જીવન ચરિત્ર** પણ હાલમાં જે વિદ્વાનોના નામથી, **સતપંથ જ્યોત,** માસીકોમાં પ્રસિધ્ધ થાય છે. તેમાં પણ **નરઅલી મહંમદશાહ બાવાનું નામ** કમી કરેલાનું જાહેર થયેલ છે. ત્યારે **મુખ્ય અસલ જીવન ચરિત્ર સંક્ષિપ્તમાં** આ સંવાદમાં પ્રસિધ્ધ કરવું જરૂરી જણાય છે. તે મુજબ જ્યારે **સદગુરૂ બ્રહ્મા પીર ઈમામશાહ બાવાના** ઘરે તેના **ચિ. સુત સૈયદ નરઅલી મહંમદ શાહ બાવાનો જન્મ થયેલ.** ત્યારે ચમત્કાર જેવા બનાવ બનેલા છે. અને **જન્મના છઠ્ઠા દીવસે જ નરઅલી મહંમદશાહ બાવાએ** ૧૬ કળાએ પુખ્ત વયનું શરીર ધારણ કરીને, ઢોલીયામાંથી ઉભા થઈને, **તેમના પિતાશ્રી ઈમામશાહ બાવાને બે હાથ જોડીને વંદન વીધી કરી હતી** અને તેવી વંદન વીધી વખતની **સંજ્ઞામાં શાહહેજંદા કહેતાં** સામેથી જવાબ **કાયમ દેવ પાયાની** સંજ્ઞાથી વંદન વીધી કરેલી. તેથી જ તેવા સમયની તે સંજ્ઞા ને **હાલમાં આપણા સતપંથી શ્રધ્ધાળુઓ** મંદિરમાં મિલન વખતે **(શાહહેજંદા સામે જવાબ કાયમદેવ પાયા)** હાલ પ્રણાલીકા ચાલુ છે. ઉપરાંત તેવા પુખ્ત વયમાં **શ્રી નરઅલી મહંમદ શાહ બાવાના ચમત્કારીક દશ્યની ઝાંખી કરનાર,** તે વખતમાં હાજર રહેલાઓએ નમ્ર વિનંતી કરેલી. આવા દશ્યનો પ્રમાણ પુરાવો, **પાછળની પ્રજાના શ્રધ્ધાળુઓને** સમજાવવા ઉપદેશ બોધ વચનો સંભળાવવા વિનંતી કરેલી. ત્યારે તે સમયમાં જે બોધ વચનો સંભળાવેલાં તેવાં બોધ વચનોનું જ જે **પ્રસિધ્ધ થયેલ પુસ્તક નામ સતવેણી છે.** તેના પ્રકાશક પ્રથમના **લેખક વિદ્વાન સૈયદ સ્વ: બાવાસાહેબ ખાકીના નામે જાહેર પ્રસિધ્ધ છે. (જેમ શ્રીકૃષ્ણ** ભગવાને **અર્જુનને** શ્રીમદ ભગવત ગીતાનો ઉપદેશ આપ્યો) **તેમ આ સતવેંણી નામના પુસ્તકમાં** જે કુલે કાવ્યો ૨૧૯ પદમાં અકેક પદમાં ૫-૫ વાકયો કુલે ૧૦૯૫ કાવ્યો સતવેણી પુસ્તક પ્રસિધ્ધ થયેલ છે.

તેમ આટલી સત્ય હકીકત **વિષ્ણુ સ્વરૂપના શ્રીનરઅલી મહંમદશાહના જીવન ચરિત્રનાં પ્રમાણો જાહેર હોવા છતાં,** તેવાં મુખ્ય નામોને તથા તેવાં જીવન ચરિત્રોને હાલમાંના સુધારકોએ, જગતના કોમવાદી વાતાવરણથી સુધારા વધારા કર્યા હોય તો પણ તેવાઓને સદગુરૂ ક્ષમા આપે એ જ આ લેખકની નમ્ર પ્રાર્થના છે.

સુધારા વધારા ખોટા કર્યા છે...

**જીજ્ઞાસુ સાધકનો પ્રશ્ન ક્રમ – ૯ :** હાલમાં જે પીર પેગમ્બરોનાં નામો કમી કરીને સુધારા વધારાઓ કર્યા છે. તો **તેવા સુધારા વધારા તદન ખોટા કર્યા છે ? કે સાચા પણ છે ? તેની સ્પષ્ટતા કરી શકશો ?**

**જવાબ :** આ પ્રશ્ન, એક રીતે ખૂબ જ ઝટીલ સમસ્યાનો મનાય. અને એક ઉદાહરણ યાદ આવે છે કે જેમ **(વષિષ્ઠ મુનીનો લવ,સતસંગ )** (અને **વિશ્વામિત્રનું હજાર વર્ષનું તપ) આ બેઉમાં શ્રેષ્ઠ કોણ ?** તેની બંનેમાં હરિફાઈ થઈ. ત્યારે આ બંને રૂષિઓ ન્યાય મેળવવા માટે પ્રથમ, **બ્રહ્મા પાસે, વિષ્ણુ પાસે, મહાદેવ પાસે ગયા.** તેમ છતાં આ ત્રણે મહાનુભવોએ, **ન્યાય આપવાની અશકિત દર્શાવી.** અને છેવટના ન્યાય મેળવવા **પાતાળ માં શેષનાગ પાસે મોકલ્યા.** ત્યારે ત્યાં એમ કહેવાય છે કે શેષ નાગના શીશ ઉપર સમગ્ર પૃથ્વીનો ભાર હોવાથી **શેષનાગે યુકિતથી ન્યાય કર્યો.** બંનેને જણાવ્યું કે, પ્રથમ તમો મારા શિશ ઉપરનો પૃથ્વીનો બોજ ઉંચો કરીને મને મૂકત કરો પછી ન્યાય થઈ શકે. જ્યારે પ્રથમ **વિશ્વામિત્ર ઋષિએ તેમના હજાર વર્ષના તપની** અંજલી અર્પણ કરીને, પૃથ્વીને અધ્ધર થવા વિનંતી કરી પણ પૃથ્વી એક તલ ભાર ઉંચી ન થઈ.

ત્યારે **વષિષ્ઠ મુનીએ તેમના લવ સતસંગનો સંકલ્પ** યાને અંજલી અર્પણ કરી ને, પૃથ્વી માતાને પ્રાર્થના કરી. ત્યાંરે પૃથ્વી શેષનાગના શીશ ઉપરથી એક હાથ ઉંચી થઈ. પછી **ઋષિ વિશ્વામિત્રે** વિનંતી કરી કે હમારો ન્યાય કરો. ત્યારે શેષ નાગે કહ્યું તમારો ન્યાય થઈ ગયો. **આમ યુકિતથી ન્યાય કરેલ.** તેમ તેવા

દાખલા મુજબ આવા જટીલ મુંઝવતા પ્રશ્નોના ખુલાસા સદગુરૂ કૃપાથી નીચે મુજબ વર્ણન કરવામાં આવેલ છે.

બ્રહમજ્ઞાન ગોર, નર, ને ભાવે, અડસઠ તીરથ ગુરૂ ચરણોમાં આવે.
બ્રહમજ્ઞાનેથીજ મનસ્થિર થાય, મુનીવરો બીજો નવ કોઈ ઉપાય.
ચંચળ મન, તો સ્થિર થાય, મુનીવરો કરવો સમરણનો ઉપાય.
બ્રહમજ્ઞાન, વીણ કરે જે અભ્યાસ, તો અસરણ માંહે આવે વિનાશ.
સત સંગતનો છે મહીમા ઘણો, પાર નવ પામે કોઈ તે તણો.
સત, સંગતથીજ થાય બ્રહમજ્ઞાન બ્રહમજ્ઞાનેથીજ થાય દ્રષ્ટિ સમાન.
તુંહી સાચા સાંઈઓ : સદગુરૂ મુખથી વચન કહે, બ્રહમજ્ઞાન મુખ વાણ;
સબ ઘટ સાહબ એક છે, આદી અંતમાં એકજ જાણ.
સબ ઘટ નારાયણ સર્વમાં દેવા, સરવેમાં વિષ્ણું, ને અલી તતખેવા.
ઋષિઓ મહાત્મા અલીને સાંઈ, એવાં સ્વરૂપને બલીહારી જાઉં.
મુનીવરો, શંકા નવ ન રાખો મન અલી, અને રામ વીનાનો નહી કોઈ જંન.
તુંહી સાચા સાંઈઓ : પૂર્ણ વિષ્ણુ, તેજ અલી, તેની અનંત લીલા અપાર;
અક્ષય, રૂપ, અરૂપના, પ્રેમેથી સમજો આ સાર;
તુંહી સાચા સાંઈઓ : અનંત રૂપ અવતાર ૧૦, સ્થાવર જંગમ સકળ સ્વરૂપ;
આદી જે બ્રહમા, એજ સદગોર નબી, અને જે વિષ્ણુ તેજ અલી સ્વરૂપ;
આવાં મનહરનાં જ્ઞાન વિચારે જેહ, સંસાર બંધનથીજ છુટે તેહ.
આવું બ્રહમ જ્ઞાન, કહી સમજાવ્યું, અંતરમાંહેથી નિર્મળ થાવું.

હમારા સુજ્ઞ વાચકો ગુરૂબંધુઓ, આ મનહર જ્ઞાન પુસ્તકમાં, જે કુલ્યે ૨૭૫ કાવ્યોની રચના છે. તેવા પ્રથમ મનહર જ્ઞાન પુસ્તકનો અનુવાદ, આ લેખકના અભ્યાસ ભૂતકાળના સન. ૧૯૬૫ની સાલમાં, એટલે આજથી ૩૨ વર્ષ પહેલાં છપાવીને તેના પ્રકાશકોમાં, હમારા સ્વ. પૂજ્ય પિતાશ્રી કાનજીબાપાના ત્રણે વારસદારો, (૧) મુરબીશ્રી અરજણભાઈ (૨) ભરતસમાન બંધુશ્રી દેવજીભાઈ (૩) અનામી અંતર આત્માના નિમિત્તે પ્રસિધ્ધ થયેલ. તેની પ્રસ્તાવનામાં શીવપુરા કંપાના શ્રી હરીભાઈ લાલજીભાઈની સલાહ સૂચના આધારે મનહર જ્ઞાન પુસ્તક પ્રસિધ્ધ થયેલા. પરંતુ તેવા મનહર જ્ઞાનમાં હાલના સુધારકો જે શ્રી શામજીભાઈ કાનજીભાઈ દાદા એ મન રચીત મનહર જ્ઞાનમાં સુધારા - વધારા કરેલ છે. તે બદલ ક્ષમાપના.

**બ્રહ્મજ્ઞાન એટલે શું :**

તેનો ભાવાર્થ એ છે કે હાલમાં જે જ્ઞાતિ જાતિ કુળના કોમવાદી વલણનો પ્રચાર થઈ રહેલ છે. તેવા કોમવાદીની ભ્રમણાઓ અને શંકાઓ મીટાવવાનું મુખ્ય જ્ઞાન તે બ્રહ્મજ્ઞાન છે. અને આપણા સદગુરૂના ઉપદેશમાંના મુખ્ય આદર્શો તથા સિધ્ધાંતો જે, છે, તે, સમગ્ર વિશ્વના **તમામ ધર્મોના પ્રત્યેનો સમાન આદર** ભાવ, તથા **સહિષ્ણુતા, વિશ્વબંધુત્વની** ભાવનાની ઉદારતા છે. માટે **આપણા સતપંથી સનાતની જ્ઞાતી બંધુઓના સાધકોએ આવા બ્રહ્મજ્ઞાનની જ ભૂમિકાનો** પ્રાથમિક અભ્યાસ વિવેક બુધ્ધીથી જ કરવો જરૂરી હોય છે. અને તેવી ભૂમિકાનાં આયોજનો બાળ શિબીરોમાં થવાં જરૂરી છે. જેમાં **હિન્દુ જાતી કે મુસ્લીમ જાતી જ્ઞાતીના** ભેદભાવ મીટાવે. **તેવી જ આચાર સંહિતાનો** પ્રચાર કરાવનારાઓને જ **બ્રહ્મનિષ્ઠ સંતો મહાત્માઓનાં બિરૂદ અપાય છે.** ત્યારે અત્રે આ સંવાદ સંકલનના અંતમાં એક પ્રશ્ન પૂછવાનું મન થાય છે કે, **આપણા સતપંથ કે સનાતન સમાજમાં, કચ્છ તથા ગુજરાતભરમાં, તથા પીરાણા મુખ્ય ધામમાં, હાલના સંસ્થાના ગાદીપતીઓ તથા નવા નિમણુંક થતા આચાર્યોમાંથી ઉપરોક્ત બોધવચનોમાં જણાવ્યા મુજબના બ્રહ્મનિષ્ઠ**

**મહાત્માઓ કેટલા ? તેની સમિક્ષા કે પરિક્ષા કીયા સદગુરૂ કરશે ?** અને આપણા **ઈષ્ટ સદગુરૂ પીર ઈમામ શાહ બાવા** તેઓ ૬૦૦ વર્ષથી જ **દરગાહમાં, સમાધીમાં પોઢેલા છે.** તેઓ સમાધીમાંથી જાગીને આપણી સૌની પરિક્ષા કરશે ? કે બીજા કોઈક પરિક્ષા કરશે ? અને **જો આપણા સતપંથ સમાજમાં, ઉપરોકત બોધ વચનો મુજબના બ્રહ્મનિષ્ઠ સંતો કે મહાત્માઓ હોય તો,** તેવાઓ પછી આપણા **સદગુરૂનાં અરબી સ્વરૂપનાં તથા પીરો પેગમ્બરોના તથા દસમો અવતાર શ્રી નરઅલી મહંમદ શાહનાં જ નામોને સદંતર કમી કરી કરાવી શકે ખરા ?** અને તેવા નામોમાં, **શંકાઓ, ભ્રમણા લાવીને કમી કરાવવા ના ભગિરથ કાર્ય કરીને** હાલમાં દુનિયાને કે જગતને સારૂં લગાડવા અને લોકપ્રિય બનવા માટે જ ભાષાકીય સુધારા વધારાતમામ સાહિત્યો નૂતન પ્રકારથી પ્રગટ કરનારંનાં પ્રમાણો જાહેર છે. હાલમાં જાહેરમાં ઉજવાતા પ્રસંગોમાં, **વિશ્વ હિન્દુ પરિષદોના સાધુઓ સંતોએ આપણી સંસ્થાના ગાદીપતીને જે પ્રમાણપત્રો આપીને પ્રશંસાઓ કરતા રહેલ છે.** તેવા સુધારા વધારાવાળ ાં હાલનાં સાહિત્યોમાં જ **આપણા સદગુરૂનાં વચનોનું પાલન થાય છે?** કે ઉપર જણાવ્યા મુજબ તેવાં **બોધ વચનોનું ખંડન મંડનથાય છે ? તેની સમિક્ષા બ્રહ્મનિષ્ઠ મહાત્માઓ જ કરે.**

અંતમાં એ યાદ અપાવવું જરૂરી જણાય છે કે, **આપણા સદગુરૂના જ બોધ વચન પ્રમાણે આપણે સૌ હાલમાં સદગુરૂના જ સત્યપંથના રાહ ઉપર ચાલીએ છીએ ?** કે સુધારા વધારા કરાવીને, **સતપંથ છોડનારા આપણા જ્ઞાતીઓમાં સૌ પ્રથમ સ્વ. શ્રી નારણભાઈ રામજીભાઈએ, જે રાહ બતાવ્યો,** તેવા તેમના બતાવેલા રાહ તરફ હાલમાં, **સાંચી પ્રગતી કરી રહ્યા છીએ ? કે વિકૃતી કરી રહ્યા છીએ ?** તેની તુલના કરવા માટે **સદગુરૂના જ બોધ વચનો આ સંવાદ સંકલનમાં પ્રમાણો પ્રસિધ્ધ કરેલ છે.** અને આવા ઉદાહરણોથી જ આ નવમા પ્રશ્નમાં **આપણા સુધારા વધારા કેટલા સાચા છે ? અને કેટલા ખોટા છે ?** તેની સમિક્ષા **બ્રહ્મદ્રષ્ટિથી** આ સંકલનનું વાંચન કરનારા વિદ્વાનો તુલના કરી શકશે. તેવી અપેક્ષા છે.

**આત્મિય બંધુઓ, ગંગા સતીનું ભજન** એક કાવ્ય આ વિષયને ઉદાહરણ રૂપ યાદ આવે છે તે નીચે મુજબ છે. ***ભકિત કરવી તેને રાંક થઈને રેવુંને, મેલવું અંતરનું અભિમાન જી.***

***સદગુરૂના ચરણમાં શીશ નમાવીને, કર જોડીને લાગવું પાયજી,***
***જાતીપણું છોડીને અજાતી થાવુંને, કાઢવો વર્ણોનો વિકારજી,***
***જાતી કે ભાતી નહી હરિના દેશમાંને, એવી રીતે રહેવું નિરધારજી,***

આ બોધ વાકયનો તત્વસાર ભાવાર્થ એજ છે કે, **જાતી, જ્ઞાતી કે વર્ણોનો વિકાર એટલે ?** આપણે **હિન્દુજાતી અને આપણો હિન્દુ ધર્મ તથા પીર પેગમ્બરને કે અરબી શબ્દને માને, તે બધા મુસલમાનો,** આવી જાતની કોમવાદી ભેદભાવની દ્રષ્ટિ, તેને જ ભ્રમણાની ભ્રાન્તી કહેવાય છે. **તેવી જાતની ભ્રાન્તી કોણ મીટાવે ?** જવાબ : બ્રહ્મજ્ઞાની મિટાવે.

બીજું ઉદાહરણ : જે રણુઝાના શહેરમાં જન્મેલા તેવા **રામદેવજી, જ્ઞાતીએ** રજપુત હતા. **છતાં તેમને** રામદેવપીરની ઉપમા જગતમાં પ્રસિધ્ધ છે. તેમજ બીજા કચ્છ **અંજારના જેસલ જાડેજા** રજપુત જ્ઞાતીના છે. તેમને **સતી તોરલદેના સંગથી બ્રહ્મજ્ઞાન થતાં જેસલ પીર** થઈને પુજાય છે. ઉપરોકત બેઉની સમાધીઓ છે. તેમની દુનિયામાં કોઈ જ ટીકાઓ કરતા નથી. અને ગુણ ગવાય છે.

**કચ્છમાંના જાડેજા રજપુત રાજા મહારાજાઓને, બાવાની સંજ્ઞા** ઉપનામથી પ્રસિધ્ધ છે. **રાવ ખેંગારજી બાવા** વગેરે વગેરે. પરંતુ **આપણા સદગુરૂ પીર ઈમામશાહ જે જ્ઞાતીએ સૈયદ હોવા છતાં તેમને પીર કે બાવા ની સંજ્ઞા ન આપી શકાય અને ફકત (ઈમામ શાહ મહારાજ)** આવી જાતની સંજ્ઞા **મુખ્ય નામની વિકૃતી હાલમાં સમગ્ર સતપંથ સમાજમાં લોકપ્રિય બની છે. તે કેટલા અંશે વ્યાજબી છે. ?** તેની તુલના વાચકો

કરે તેવી નમ્ર વિનંતી. તેમજ **કચ્છમાં ગામ ઘડુલીના કચ્છી બાપા જેનું નામ સ્વ. રતના બાપા** હતું. તેમને **બ્રહ્મજ્ઞાન આત્મ જ્ઞાન** થતાં, તેઓશ્રીને, **રતના પીરનો** જ ઈલ્કાબ આપણા સમાજમાં ખૂબ જ પ્રશંસનીય બનેલો. અને તેઓશ્રી **રતના બાપા** તથા દેગામ પંચવટીવાળા **પૂજ્ય સ્વ. રામજી પેથા બાપા** તથા **રાયણ કચ્છવાળા મેઘજીબાપા** તથા માતાજી વગેરે મારા વતન લીખીકંપા અગાઉ પધરામણી કરી હતી. તેવા **રતના બાપાને પીરનો ઈલ્કાબ** અપાયેલો છે. તેની કોઈ ટીકાઓ કરતા નથી. **અને આપણા સદગુરૂને પીર ઈમામ શાહ બાવાના અસલ નામના ઉચ્ચારમાં,** આપણે ટીકાઓ કરનારાથી ત્રાસીને કે પછી આપણા મનની મનોવૃત્તિની નબળાઈથી, પીરનાં નામો તથા ભાષામાં સુધારા કરવામાં પ્રગતિ કે વિકૃતી કરી રહ્યા છીએ ? તે હાલમાં આપણને સમજાતુ નથી. તેમજ હાલમાં ગત ૩-૪ વર્ષથી **આપણા સતપંથી સમાજમાં** નાનાં બાળકોને **બચપણથી પાયાના શિક્ષણમાં જ જે શિક્ષણ પીરાણા શીબીરમાંજે અપાય છે. તે બ્રહ્મતત્વ જ્ઞાનની** ભૂમિકાનું શિક્ષણ અપાય છે ? **કે ભ્રમણામાં પાડવાનું શિક્ષણ અપાય છે ?** તેની પરિક્ષા કોણ કરશે ? આમ આ છેવટના પ્રશ્નની સમિક્ષા યાને સ્પષ્ટતા કરવામાં, **કદાચ મારી કલમથી સત્ય અને સાચા સદગુરૂનાં બોધવચનો પણ કોઈકને કડવાં લાગે તો, કડવું ઓસડ જ કોમવાદી ઝેરના રોગનું ઔષધ માનીને,** ગમની ગોળી થી મનની ચંચળતાને સ્થિર કરવા લેખકની નમ્ર વિનંતી છે.



## સંક્ષિપ્ત આત્મકથા : (આપણી સંસ્થાના ગાદી પતી વિરવર શ્રીકૃષ્ણદાસ મહારાજના)

**આ આત્મકથાનું સંકલન** એક નાટકના પાત્રની જેમ, તેઓશ્રીના સંક્ષિપ્ત જીવનનો તત્વસાર સંકલન કરવામાં આવે છે. તેવી **આત્મકથાની આ વિગતોના વાચકોએ,** હંસવૃત્તી ગુણગ્રાહી બનીને લખવાનો હેતુ ભાવાર્થ તત્વ સાર ગ્રહણ કરવા લેખકની નમ્ર પ્રાર્થના છે.

**આચાર્યશ્રી કૃષ્ણદાસજી મહારાજનું** મુળવતન **કચ્છમાં ખેડોઈ** ગામે રહીને મુખ્ય વિષય ધંધો ખેતી કામ કરતા હતા. અને ત્યાર બાદ કચ્છમાંથી પુનરાવર્તન કરીને, અત્રે **પીરાણા ગામની** નજીકના **હીમપુર લાટમાં રહીને,** તેઓશ્રી **ગૃહસ્થી કુટુંબીક જીવનની** તમામ ફરજો અદા કરતા હતા. ઉપરાંત ખેતી કામની સાથે સાથે **આપણા સતપંથ સમાજમાં** કચ્છ તથા ગુજરાત વિભાગોમાં, **દસ અવતારની કથાઓનાં આયોજનો કરીને, સતપંથ ધર્મના પ્રચારનું સાહિત્ય, મારા નિમિત્તેથી પ્રસિધ્ધ કરાવતા હતા.** ત્યારે તેઓશ્રીએ **મારા, નિમિત્તનાં,** તે વખતનાં છપાતાં સાહિત્યોમાં, મને આર્થિક સહયોગ અપાવતા. ત્યારે આ લેખકને તેવાં કાર્યોમાં મુખ્ય મદદગાર **સ્વ. મુખી દેવજીભાઈ લાલજીભાઈ તથા સ્વ. વિદ્વાન પંડિત ધનજીભાઈ નારણભાઈ તથા વ્યાસ પીઠ ઉપર બિરાજમાન પંડિતો કરસનદાસ દેવજીભાઈ** તથા તેમના **સાથીદાર પંડિત સ્વ. ધનજીભાઈ વાલજીભાઈ** વગેરે મદદરૂપ હતા.

ઉપરાંત છેવટના આપણી સંસ્થા પીરાણામાં તેઓશ્રીએ સક્રિય બનીને, સન-૧૯૮૦ના સમયથી કરીને સન ૧૯૮૫ના સમય સુધીમાં, સંસ્થાની ક્રાંતિમાં, કમિટી સભ્ય **સ્વ. શ્રી કેશુભાઈ રામજીભાઈને તથા હાલના સભ્યશ્રી ભીમજીભાઈ કરસનભાઈને** મદદગાર થઈને ભૂતકાળના **સ્વ. ગાદીપતી સવજી કાકાના**વખતની વહીવટની જે નબળાઈઓ અને ગેરરીતિઓ હતી તેને મીટાવવા, **અમદાવાદની સીવીલ કોર્ટમાં સ્વ: સવજીકાકા ગાદીપતીના વિરૂધ્ધમાં,** સંજોગોવસાત દાદ ફરીયાદી અને વિવાદ થયેલ. તેમાં પણ તેઓશ્રીએ, **મારા અનુભવનો ઉપયોગ કોર્ટોમાં કરાવેલો હતો.** અને મારા અનુભવ પ્રમાણે તેવા સમયમાં અને તેવા **કાર્યોમાં સક્રિય સહયોગ મેં આપેલો.** અને તેવા સમયમાં જ હાલના આચાર્ય

શ્રીકરસનદાસજીના દિલમાં, આ સંસ્થાના કાર્યોમાંથી ત્યાગ વૈરાગની ભાવનાની જ્યોત તેમના અંતરમાંથી જાગૃત થઈ હતી. અને યોગાનું યોગ ગાદીપતી સ્વ. સવજી કાકાનું અવસાન, સન ૧૯૮૫ના અંત સમયમાં થયું. ત્યારે હાલના આચાર્યશ્રી કરસનદાસજીએ તેમના ગ્રહસ્થી જીવનમાંથી ફાગરતીઓ લઈને એટલે કે ધર્મપત્નીથી છૂટાછેડા લઈને, સાધુ સન્યાસી બન્યા. એટલે જે કોઈ સાધુ યા સન્યાસી થાય તો તેવાઓની નાતી કે જાતી કોઈ પુછતા નથી. કારણ તેમની જાતીપણું મટી જાય છે. તેવો સન્યાસીનો મુખ્ય આદર્શ યાને સિધ્ધાંત છે.

અને પૂર્વજન્મના પૂન્યના પ્રતાપથી ત્યારબાદ આ સંસ્થાના ગાદીપતીની પસંદગી કરવાનો સમય હતો. ત્યારે પણ તેના જેવા બીજા જે જે ફારગતીઓ લેનારા ઉમેદવારો હતા. તેવા સૌને, આપણા સદગુરૂની દરગાહની સમક્ષ જ્યાં પીર હાજર બેગની સમાધી છે. ત્યાં દરેક ઉમેદવારોની પસંદગી માટે બેડીઓ પહેરાવવામાં આવી. ત્યારે બીજા ઉમેદવારો કરતાં આપણા હાલના કૃષ્ણદાસજીની બેડીઓ પ્રથમ નંબરે ખૂલતાં, આપણા સતપંથ સમાજે તથા સૈયદ સમાજે, સૌએ સર્વાનુમતે સંમતીથી આ સંસ્થાના ગાદીપતીની સ્થાને કરસનદાસ આચાર્યશ્રીની નિમણુંક કરવામાં આવી. એટલે આ સંસ્થા મુખ્ય સદગુરૂ સૈયદ પીર ઈમામશાહબાવાના નામની છે. અને પીરના નામની ગાદીના કાકાશ્રી કરસનદાસ એટલે પીર ઈમામશાહ બાવાની ગાદીના કાકાને સાધુ થવા પછીથી કરસનદાસના નામમાં પરિવર્તન કરીને તેમના બદલે (પીર કરીમ કાકા)ની સંજ્ઞા જો અપાય તો તેવી સંજ્ઞા કલંકીત મનાય ? કે નિષ્કલંકીત મનાય ? તેની સમિક્ષા બ્રહ્મનિષ્ઠ મહાત્મા કરશે. ઉપરાંત હાલમાં આપણા સતપંથ સમાજમાં જે ધર્મનો પ્રચાર સતપંથનાં સાહિત્યોમાં તથા સતપંથ જ્યોત માસિકમાં પ્રસિધ્ધ થાય છે. અને તેમાં પણ આપણા કૃષ્ણદાસજી મહારાજને ભગવાન શ્રીનિષ્કલંકીના પાત્રનું જ કાર્ય કરી રહ્યાની ઉપમાઓ માસિકમાં પ્રસિધ્ધ થતી વાંચવા મળેલ છે. એટલે પીર ઈમામ શાહ બાવાની ગાદીના કાકા કરસનદાસજીના નામ પરિવર્તનમાં, જો વિશેષ સુશોભિત ઉપમા આપવી હોય તો, (પીર કરીમ કાકા) ના નામથી કોઈક શ્રધ્ધાળુ તેવું બિરદ આપે તો, તેને કલંકીત મનાય ? કે નિષ્કલંકીત મનાય ? તેની સમિક્ષા બ્રહ્મનિષ્ઠ મહાત્મા કરશે. કારણકે આવી મતલબનાં ઉદાહરણો આ પ્રકાશનમાં ઉપરની જ વિગતોમાં જાહેર કરેલ છે. તેવા હિન્દુ જાતમાંથી નામ પરિવર્તન કરીને, પીરની સંજ્ઞાથી પૂજાયા છે. તેવા જેસલપીર તથા રામદેવ પીર તથા કચ્છના કચ્છી પટેલમાંથી નામ પરિવર્તન કરીને રતના બાપા પીર થઈને પુજાયા છે. તેવાઓની કોઈ ટીકા કે નિંદા કરતા નથી.

કરસન કાકાને પીર કરીમનું નામ આપવામાં આવેલ છે.

આમ આવી અદભુત ઘટનાની આત્મકથાના આ લેખક અનામી અંતરઆત્માના દિલમાં આવા નાટકના પાત્રની કલ્પના કોણે સૂજાડી છે ? તેનો જવાબ એ છે કે આપણી સંસ્થાની દરગાહમાં જે ત્રણ સમાધીઓ છે. તેમાં પોઢેલા ત્રણે આત્માઓની પ્રેરણાથી જ આ સ્વાધ્યાય જ્ઞાનગોષ્ટિનાં સંવાદનું સંકલન થયેલ છે. જેથી કોઈક વાચકોને આ આત્મકથા ગમે યા ન ગમે તો પણ લેખકને માફ કરો અને વાચકો પણ બ્રહ્મદ્રષ્ટિથી ગુણગ્રાહી બનીને હિતકારક તત્વસાર ગ્રહણ કરે.

ઉપરોકત આત્મકથાને અનુરૂપ પ્રમાણ માટે એક ભજન જે પૂજ્ય સ્વ. મહાત્મા ગાંધીજીના ઉદગારો પ્રસિધ્ધ થયેલાની આ લેખકે નોંધ લીધેલી હતી. તે ભજન નીચે મુજબ છે.

ભેદ સમજીને ગુણ ગાઓ, રે હો સંતો, ભેદ સમજીને ગુણ ગાઓ,
રામ ને રહિમ તમે, એક કરી જાણો, કૃષ્ણને કરીમ એક કહીએ હો સંતો, ભેદ;
વિષ્ણુ ને બિસ્મીલ્લાહમાં ભેદ નથી ભાઈ, અલીને અલખ એક કહીએ, હો સંતો, ભેદ;

પરવરદિગાર અને પરમેશ્વર એક છે, નબીને નારાયણ એક કહીએ, હો સંતો, ભેદ;
હરિને હક લાઈલાહનો ભેદ મે જાણ્યો, મૌલાને માધવના ગુણ ગાઈએ, હો સંતો, ભેદ;
ચોખાને ચાવલના નામમાં ભેદ છે, તેમ ઈશ્વરને અલ્લાહના ગુણ ગાઈએ, હો સંતો, ભેદ;
પૂજ્ય ગાંધીબાપુએ રાહ બતાવ્યો, અંતર આત્મા રાખે હૈયે, હો સંતો, ભેદ;

**સાચા સદગુરૂ કોણ ? અને સદગુરૂ કેવા હોય છે ? તેનું ભજન.**

સદગુરૂ જેના સાચારે, તે તો સૌને સરખા ગણેજી;
સાચી તેની વાચારે, જુઠું મુખથી નવ ભણેજી;
કોઈ બ્રાહ્મણ કોઈ વાણીયા, કોઈ સૈયદ ને કોઈ શેખ ;
બ્રહ્મજ્ઞાનેથી જોઈ લો ભાઈ, આત્મા છે સૌમાં એક ;
આ નાતો પડી ગઈ જુદીરે, પણ માતા તો સૌને સરખા જણેજી ;
જ્યાંથી હિન્દુઓ આવીયા, અને ત્યાંથી જ આવ્યા મુસલમાન ;
જ્યાંથી યહુદીઓ આવીયા, અને ત્યાંથી જ આવ્યા ખ્રિસ્તીયન ;
અજ્ઞાનીને મન જુદારે, પણ બ્રહ્મજ્ઞાની કોને જુદા ગણેજી ;
વટાળ શબ્દનો અર્થ ન જાણે, કહે છે કે વટલાઈ જઈશું,
બ્રાહ્મણના ઘેર ભંગી વટલાયો, એ તો કેવી નવાઈ ;
પણ ભેદ એના છે બહુ ઉંડારે, એવો રસ્તો છે વિકટ ઘણોજી ;

ભૂતકાળમાં સન ૧૯૬૫ની સાલમાં, આપણા સતપંથ સમાજની ટીકાઓ કરનારાઓને બોધપાઠ લેવા હેતુથી જ, મારા નિમિત્તે જે કાવ્યપદની રચના કરીને, સમાજમાં પ્રસિધ્ધ કરેલ. અને તેજ પદની કાવ્ય રચનાને, ફરીથી સન ૧૯૮૧ની સાલમાં, દેશાઈપુરા કમ્પા મુકામે, નૂતન મંદિરના ઉદ્દઘાટન પ્રસંગે, **સતપંથી બાળપોથી** નામનું પ્રકાશન છપાવેલ. તેમાં જ જે કાવ્ય પદની પ્રસિધ્ધી કરેલી. અને **તે સતપંથી બાળપોથીના** પ્રકાશકો મુખ્ય-૭ના નામો નીચે મુજબ છે.

(૧) સ્વ. પંડિત શ્રી ધનજીભાઈ વાલજીભાઈ (૨) સ્વ. કમિટી સભ્યશ્રી કેશુભાઈ રામજીભાઈ (૩) હમારા બંધુશ્રી દેવજીભાઈ કાનજીભાઈ (૪) શ્રી હંસરાજભાઈ ગોવિંદભાઈ (૫) મુખી શ્રી મગનભાઈ દેવજીભાઈ (૬) શ્રી વસરામભાઈ વાલજીભાઈ. આમ આ **સતપંથી બાળપોથી** તે સમયમાં ખૂબ જ લોકપ્રિય બનેલી. ત્યારે તેની **બીજી આવૃત્તિના પ્રકાશકો વડાગામના વતની શ્રી સોમદાસ હરજીભાઈ હતા. તે સતપંથી બાળપોથીમાં**, જે કાવ્ય પદની રચના સન ૧૯૮૧માં પ્રસિધ્ધ થયેલી હતી. તે જ કાવ્ય પદની રચના આ **હાલના પ્રકાશનમાં** નીચે મુજબ પ્રસિધ્ધ કરવામાં આવેલ છે. અને આ કાવ્યમાં **આપણી પીરાણા સંસ્થાની** જ **પ્રશંસાઓ તથા સતપંથ ધર્મના મર્મનો ગુઢભેદ ભાવાર્થ તેવા કાવ્ય પદની રચનામાં સમાયેલ છે.**

**કાવ્યપદ :** લેખક :- અંતર આત્માના ઉદ્દગારો

**રાગ** (આ દુનિયામાં, ના કરવાનાં, કરી રહ્યા સાં કામ, કહોને ક્યાંથી રીઝે રામ (૨) કહોને;
સતપંથ સૌ પંથોનો રાજા, સમજો શ્રોતાજન, ટાળો, ભ્રમણાને અજ્ઞાન (૨) ટાળો ;
સૌ પંથોની **પટરાણી** સંસ્થા, **પીરાણા** છે રૂડુ ધામ, તેમાં સૌનું સનમાન (૨) તેમાં ;
સતનું શોધન સૌએ કરતા, અડસઠે તીરથ યાત્રા કરતા;

સૌ ધામોનો છે એક જ દાતા, તેનો કોઈ વિવેક ન કરતા;
પણ પોત પોતાના પંથો માં રહીને, (૨) થાતા સૌ મસ્તાન, તેમાં ખોટુંછે. અભિમાન (૨) સતપંથ.
જ્ઞાતી, જાતીને પંથોના વાડા, તેવા પંથોના બન્યા અખાડા ;
અરસ પરસના ભેદ ન જાણ્યા, એક બીજાથી રહી અજાણ્યા ;
પણ એક બીજાના પંથોના માટે, (૨) ઉપજેનહીજો માન, તો તેમાં ખોટુંછે અભિમાન (૨) સતપંથ
: હિન્દુઓ અને મુસલમાન જાતી, એ જાતીની નામોમાં ભ્રાન્તી ;
જાતીની ક્યાંય પુજા નવ થાતી, ગુણ અને કર્મોમાં પ્રિતી ;
નામો અને એ રૂપો જુદા પણ, સૌમાં છે અલ્લાહ રામ, સમજો સૌમાં આતમરામ (૨) સતપંથ

**● અંતમાં ૭૨ વર્ષનો બુઢો બાવો (અનામી અંતરઆત્માની) સંક્ષિપ્ત આત્મકથા ●**

**● એટલે કે આ ૭૨ વર્ષના બુઢા બાવાના આત્માની નાંભી માંનો ગેબી અવાજ ●**

ગેબી અવાજ એટલે ભાવાર્થ, હેતુ એ જ છે કે, હાલમાં ગત છ વર્ષના સમયથી સન ૧૯૯૦થી સન ૧૯૯૬ના સમય સુધીમાં, આ લેખકને ભૂગર્ભમાં અને મુછિંત અવસ્થામાં, સમગ્ર જ્ઞાતી સમાજથી અલિપ્ત અને અદ્રશ્ય રહેવાનું થયેલ. અને સતપંથસમાજમાં, જે, જે મંદિરોનાં ઉદ્દઘાટનો, કચ્છ તથા ગુજરાત ભરમાં થયેલાં, તેમજ પીરાણા સંસ્થામાં, ગત વર્ષોથી બાળશિબિરોના આયોજનો થતાં રહેલાં. તેવા ધાર્મિક પ્રસંગોમાં, આ લેખકને કોઈએ આમંત્રણ આપવાનો વિવેક વિચાર પણ નહિં કરેલ. **તેમ આ લેખકની સતપંથ સમાજે ઉપેક્ષાઓ કરી છે.** કારણ કે, આમ આ ગત ૬ વર્ષના સમય અગાઉની, આ લેખકની યુવાનીના સમયથી જ સન ૧૯૫૦ની સાલથી છેવટના સન ૧૯૯૦ના સમય દરમ્યાનમાં, **૪૦ વર્ષમાં કેટલા ધાર્મિક પ્રસંગો ઉજવાયા ?** તેની આજના યુવાનોને યાદ પણ નહી હોય.

સંસ્થામાં સક્રિય કામ કરેલ છે

**માટે મારા સતપંથી મિત્રો** જ્યારે છેવટના ધાર્મિક પ્રસંગ, આપણી સંસ્થાના હાલના **આચાર્યશ્રી કૃષ્ણદાસજી મહારાજનો** કચ્છમાં ૨૫ દિવસમાં પ્રવાસમાં, **આ લેખકની હાજરી હતી.** ત્યારે કચ્છમાં ઉજવાતા ગામે ગામના પ્રસંગોની નોંધ, આ લેખકના અનુભવ પ્રમાણે લીધેલી. છેવટના **ભૂજ મુકામે** જાહેર પ્રસંગમાં, સંચાલકોએ દરેક પત્રકારોને, ગરમ શાલની ભેટ આપવામાં આવેલી. ત્યારે આ લેખકને **(ભાવથી કે અભાવથી)** પણ ગરમ સાલની ભેટ, મમાઈ મોરા ગામના મારા મિત્ર શ્રી પચાણભાઈ કરસનભાઈએ અર્પણ કરેલી. એટલે યાદ અપાવવાનું સબળ કારણ એ જ છે કે આ લેખકની ૭૨ વર્ષની ઉંમર સુધીમાં સેવા અને પરમાર્થ હેતુથી, **પીરાણા સંસ્થાનાજ વહીવટના કાર્યમાં મદદગાર થયેલ.** તેમજ પીરાણા સંસ્થાના જ સદગુરૂ **શ્રી ઈમામશાહ બાવાના જે આદર્શો તથા સિધ્ધાંતો તેમના ઉપદેશમાં તેવા આદર્શો, પૂજ્ય સ્વ. મહાત્મા ગાંધી બાપુના આદર્શો સમાન છે.** તેવી સમિક્ષા કરવા **સ્વ. મહાત્મા ગાંધીજીના ફોટાઓથી** તમામ સાહિત્યો મારા નિમિત્તે છપાયેલ હતાં. અને તેવા સમયમાં, સતપંથ સમાજે આ લેખકના અનુભવોની ખૂબ જ પ્રશંસાઓ કરી હતી. તેમ છતાં અને પરંતુ સન ૧૯૯૦ના સમયથી સન ૧૯૯૬ના સમય સુધીમાં જ, **આ લેખકને ભુગર્ભમાં યાને સમગ્ર સમાજથી અદ્રશ્ય, અલિપ્ત રહેવાનું કેમ થયેલ ?** તેમાંના સબળ કારણોમાં **આ લેખકની સંક્ષિપ્ત આત્મકથા નીચે મુજબ છે.** અને તેમ ભૂગર્ભમાં રહેવાના સબળ કારણોમાં લેખકના અનુભવોની ઉપેક્ષાઓ તથા જાહેર સમાજમાં, કેવાં અપમાનોની બદનામી અને તિરસ્કાર **થયેલ. તેવી કરૂણ કહાણી** આ પ્રથમ ભાગ-૧માં પ્રસિધ્ધ કરવાનું કારણ કે **આ ૭૨ વર્ષના બુઢા**

**બાવાની આજ પછીથી ક્યારે આંખ મિચાય?** અને જો કુદરતના કાયદા મુજબ **આ લેખકની જો આંખ મિચાય તો? ડુબ ગઈ દુનિયા.** એટલે જ નીચે મુજબના **તિરસ્કારના બનાવોની સંક્ષિપ્ત આત્મકથા, નાટકના સ્વરૂપમાં પ્રગટ કરીને** સમાજનું જે રુણ હોય તેમાંથી મુક્ત થઈ, અંતિમ વિદાય લેવા હેતુથી નીચે મુજબની વિગતો પ્રસિધ્ધ થાય છે. માટે મારા **આત્મિય ગુરૂબંધુઓ નીચેની સત્ય ઘટનાઓમાંથી તત્વ સાર ગ્રહણ કરવા વિનંતી.**

(૧) પ્રથમ લેખકની ઉપેક્ષાનો બનાવ : જ્યારે પીરાણા સંસ્થાની બાજુના હીમપુર લાટમાં રહેતા શ્રી ભાણજીભાઈ ખેતાભાઈના ત્રણ વારસદારોના, હકહિસાવાળી જે જમીન હતી, તે જમીનના વેચાણ, **ખાનગીમાં રાત્રીના સમયમાં, વૃધ્ધાશ્રમ બંધાવવાના શુભ હેતુથી થયેલાનું જાણવા મળેલ.** ત્યારે વેચાણમાં, ત્રણે વારસદારોને સરખે હિસ્સેથી હક જેને મળવા જોઈએ તેમ ન થતાં, હીમપુરના નારણભાઈ ભાણજીભાઈ તથા મુંબઈના શ્રી ~~હરિભાઈ~~ ભાણજીભાઈનો આ જમીનમાં હક જ નથી. તેવું વેચાણ થતાં આવી સત્ય હકીકતો નારણભાઈ તરફથી આ લેખકને મળેલી. અને તેનાથી અગાઉ છ માસના સમય સુધીમાં નારણભાઈએ દરેકની સમક્ષ ફરીયાદીઓ કરી હતી. તેમ છતાં તે વખતે, નારણભાઈનો હક હિસ્સો અપાવવા કોઈ મદદગાર ન થઈ શકયા. ત્યારે **આ લેખકે તેમાં દરમ્યાનગીરી કરી હતી.** અને નારણભાઈના નામેથી તેવી મતલબ હેતુની જાહેર પત્રિકા સમાજને જાણ માટે મારા નિમિત્તે પ્રસિધ્ધ થયેલી. તેમાં કોઈના ઉપર આક્ષેપ કે બદનક્ષીના જેવી વિગત પણ ન હતી. અને તેવી વિગતોના આધારે **ક્રિમીનલ ફરીયાદી થાય તેમ ન હોવા છતાં, પરંતુ તદ્દન ખોટી અને બનાવટી ક્રિમીનલની ફરીયાદીઓ હમો ૪ ઈસમોના ઉપર કરવામાં આવેલી.** ત્યારે તેવા બનાવમાં અમારો શું અપરાધ? અને અમારી કેવી અને કેંટલી ભુલ હતી? **અને હમારા ઉપર ક્રિમીનલની ફરીયાદી થઈ** ? તેમ છતાં તે સમયમાં સમાધાન માટે કોઈએ દરકાર કરી ન હતી. અને છેવટના ૧૨ માસના સમય પછી એ બાબતમાં નારણભાઈને તથા ~~હરિભાઈનો~~ **હકની કિંમત રૂા. ૧ લાખ ૬૦ હજાર આપવાની માહિતી મને નારણભાઈએ જણાવેલ.** આમ આ બનાવમાં જો પ્રથમથી જ નારણભાઈનો હક ન આપતાં, હકની માગણીના બદલામાં ક્રિમીનલ ની ફરીયાદો થઈ હોય તો તે કેટલા અંશે વ્યાજબી હતી? તેની સમીક્ષા વાંચકોજ વિવેક બુધ્ધીથી કરે તેવી અપેક્ષા છે.

તેમના સામે પણ ખોટા અને બનાવટી કેસો થયેલ છે.

**(૨) બીજો બનાવ :** સન ૧૯૯૧ની સાલમાં, એક ધાર્મિક પ્રસંગમાં, **કાદીયા ગામના આશ્રમમાંથી અમારા અરજણભાઈનું,** મધરાત્રીના સમયમાં અપહરણ થયેલ. ત્યારે આ કરૂણ ઘટના કેવા પ્રકારની? અને અપહરણ કોણે કર્યું? તેવી **હમદર્દી** કે તેની તપાસની સમિક્ષાકરવાની લાગણી મમતા કોઈ દર્શાવી ન શકયા. તેમજ **અમારા અરજણ ભાઈ** કચ્છમાં તેવા બનાવની ફરીયાદી કરાવી ન શકયા.

માટે હમોએ તેવી ફરીયાદીના સ્વરૂપમાં, તેવા બનાવનું એક નિવેદન ટાઈપ કરાવીને **પીરાણા સંસ્થામાં** જ આવા બનાવનું સમાધાન કરાવવાના હેતુથી, હમારા સ્વ. પૂજ્ય શ્રી કાનજીબાપાના ત્રણ વારસદારોના ચિરંજીવીઓ સમગ્રના નામો વાળું નિવેદન અર્પણ કરેલ. તેની સાથે સાથે તેવી ઘટનાને સમગ્ર સમાજ તરફથી, ઈન્સાફ અપાવી શકાય તેવા હેતુથી એક જાહેર પત્રિકા છપાવીને, ગુજરાત ભરમાં તથા કચ્છમાં ગામે ગામ મોકલાવેલી. અને તેવી જાહેર પત્રિકાની વિગતો છપાવવાના હેતુમાં હમોએ જાહેર કરેલું કે આવી કરૂણ ઘટના આપણા કચ્છ કડવા પાટીદાર સમાજમાં, ભૂતકાળમાં તથા વર્તમાન કાળમાં, કદી બનાવ બન્યો ન હતો. તેવી સમગ્ર સમાજને કલંક લગાડતી આ ઘટના છે. તેમજ તેવી જાહેર પત્રિકા છપાવવાનો હેતુ, કોઈને, આ બાબતે કોર્ટોમાં ફરીયાદો કરવી ન પડે, અને સમાધાન સમાજ તરફથી જ કરાવી શકાય. આવી સ્પષ્ટતા તેજ પત્રિકામાંજ જાહેર કરી હતી. અને અમારા અરજણભાઈના ઉપરનો, અત્યાચાર કે બળ

ત્કાર કેવા પ્રકારેનો હતો ? અને જે નિર્દોષ અરજણભાઈને, **મા જણ્યા નગ્ન કરીને, ઢોરની જેમ મુઢ માર મારીને તમામ વસ્તુ , કપડાંની થેલી તથા સાહિત્યો રોકડ રકમ વગેરે ઝૂંટવી લઈને, જેમ જંગલમાં કૂતરા બિલાડાને સાણસામાં લઈને નાખી દેવામાં આવે છે ? તેમ તેવી દુર્દશા કરનારા કોણ ? કારણ કચ્છમાં અમારા અરજણભાઈના કોઈ દુશ્મન ન હતા. માટે આવા બનાવની જાહેર પત્રિકાથી સમાજને જાણ કરેલી હતી.**

પરંતુ અમોએ હમારી જાહેર પત્રિકામાં, જે ૧૦-૧૨ વારસદારોના નામો જાહેર કરેલાં, તેવાં જાહેર પત્રિકામાંના નામોના આધારેથી જ **ભૂજની કોર્ટમાં સન ૧૯૯૧ની સાલમાં હમો બે ભાઈ તથા હમારા વારસદારોના તમામના ઉપર બદનક્ષીની ફરીયાદી કરવામાં તેના સાક્ષી ૧૨ પ્રતિનિધિઓ હતા.** અને જે પ્રનિનિધિઓ કચ્છમાં **સતપંથ સેવા સમિતિના નામે, સતપંથ સમાજની સક્રિય સેવા કરે છે.** અને તેઓ સૌની સેવા **સતપંથ જ્યોત** માસીકોમાં પ્રસિધ્ધ થાય છે. તેવી સન ૧૯૯૧ સમયથી ફરીયાદી દાખલ થયેલી અને છેવટના સન ૧૯૯૬ ના સમય સુધીમાં આ ફરીયાદી ભુજની કોર્ટમાં ચાલી. ત્યાં સુધીના સમયમાં, ભૂજની કોર્ટથી, હમારા ચિરંજીવીઓ ઉપર પોલીસ ખાતા તરફના જે વોરંટ સમસ દરેક મુદતોના આવતા રહેલા. તેના કારણોસર હમારા કુટુંબ વારસદારોને કેટલી હેરાનગતી ? અને કેટલુ આર્થિક નુકશાન ? તેનો વિવેક વિચાર કચ્છ તથા ગુજરાત ભરના કોઈ સતપંથી તથા સનાતની શુભેચ્છકોએ કરેલ ન હતો.

**(૩) ત્રીજો બનાવ:** પીરાણા મુકામે જ્યારે આ લેખકને અનાયાસે દર્શન કરવા જવાનું થયેલ. ત્યારે લેખકના હાથમાં કેમેરો અને કલમ સિવાય બીજુ કોઈ સાધન ન હતું. તેમ જ કોઈ બોલચાલ પણ ન હતી. તેમ છતાં આપણી સંસ્થાના ગાદીપતીની કચેરી આગળ જ લેખકના ઉપર હુમલો થયેલો. અને આ લેખકને અનામુસી માર મારતા મારતા **સંસ્થાની મેડી ઉપરથી ઢોરની જેમ ઢસડી લઈ જઈને, બળજબરીથી ટ્રેકટર ઉપર નાખીને,** એ વખતે ટ્રેકટરમાંના જુવાનીયાઓએ આ લેખકની હકાલપટ્ટી કરી. હતી તેનું સંપુર્ણ વર્ણન કલમથી કરી ન શકાય. તેવું લેખકની (ગુપ્ત ઈન્દ્રીયોને દબાવીને મારી નાખવાનું) તેમજ લેખકને કુવામાં નાખી દેવાની યોજનાઓ વિચારતા હતા. છતાં તેમ ન કરતાં ત્યાંના બાજુના **કંપામાં, જ્યાં ચરોતરના ગોકુળભાઈ પટેલ રહે છે ત્યાં પ્રથમ લઈ ગયા** અને પછી ત્યાંથી બાજુના કંપામાં એક બંધ ઓરડામાં રાત્રીના સમયમાં પુરી દેવામાં આવેલ. અને તે વખતે સાધન લેખકની પાસે જે કેમેરો તથા રોકડ રકમ તથા (ગરમ સાલ જે કચ્છમાંથી સન ૧૯૮૯ ના ભૂજના જાહેર પ્રસંગમાં સતપંથી મિત્રોએ, ભેટ અર્પણ કરેલ તેજ ગરમ સાલ) વગેરે ઝુંટવી લીધેલ.

તેમનું અપહરણ
અને તેમના પર
શારીરિક હુમલો

ત્યારે આવા બનાવની વિરૂધ્ધમાં અસલાલી પોલીસ ખાતા તરફથી ફરીયાદી મીરજાપુરની કોર્ટમાં દાખલ થયેલી. આમ આવી જાતના બનાવોની ફરીયાદીઓમાં સન ૧૯૯૦ થી ૧૯૯૬ સુધીમાં આપણા સમાજે કોઈએ સમાધાન કરાવવાની દરકાર કે હમદર્દી દર્શાવી ન હતી. તેમ છતાં હમોએ આવા બનાવની સામે, **આપણા સદગુરૂની કૃપા અને હિંમતથી સામનો કરવા (ભુગર્ભમાં રહીને જ શકિત મેળવી છે.)** ત્યારે સામસામી અમારી ફરીયાદીનું સમાધાન કરાવવામાં **હિંમતનગરનામૂળ વતની અને લેખકના જુના મિત્ર શ્રી નટુભાઈ ઉપાધ્યાયનેજ હમદર્દી લાગણી મમતા તેમના દિલમાં જાગૃત થઈ.** અને તેઓશ્રીએ **અમદાવાદના પીરજાદા સતપંથી એસ. બી. સૈયદશ્રી શમ્સુદીન બાવજીના** સહયોગથી, ઉપરોકત ક્રિમીનલ ફરીયાદીઓનાં સમાધાન કરાવેલ. **માટે શ્રી નટુભાઈ ઉપાધ્યાયને તથા એસ.બી સૈયદ સાહેબને આ લેખકની આત્મકથામાં અભિનંદન આપીને તેમના રુણમાંથી મુકત થવાની મારી ફરજ અદા કરું છું.**

પરંતું જેઓ કચ્છ વિભાગના મારા મિત્રોએ માત્ર હમારી જાહેર પત્રિકાને આધારે ક્રિમીનલની ફરીયાદીઓ કરાવેલી, ઉપરાંત કચ્છમાંના સતપંગ સમાજે હમો બે ભાઈઓને સમાજમાંથી બહિષ્કાર જાહેર





સૈય્યદ શમશુદ્દીન બાવાનું પીરાણામાં
ચાલે છે એટલે સમાધાન થયું

 

કરેલો હતો. ત્યારે તેમાં તેઓ બધા નિર્દોષ અને નિષ્કલંકી ભગવાનના સાચા ભકતો હતા? કે આ ઘટના તેઓ સૌના માટે કલંકરૂપ ઘટના હતી? તેવું જ્ઞાન કે ભાન આ પ્રકાશન વાંચવાથી સૌને થઈ જશે.

દાખલા તરીકે હાલમાં **ગુજરાત રાજ્યના રાજકારણમાં,** ગુજરાતના મુખ્ય મંત્રી પ્રથમ શ્રી કેશુભાઈ હતા. પછી મુખ્ય મંત્રી શ્રી સુરેશ મહેતાનું શાસન હતું. પરંતુ ભાજપના પક્ષમાં બળવો થયેલ અને તેમાં મતભેદો પડયા તે આપ સૌની જાણમાં છે જ. અને ત્યારે અમદાવાદમાંની જાહેર સભામાં, **પીઢ નેતા શ્રી આત્મારામ પટેલ ઉપર ધોળા દિવસે હુમલો કરીને, તેમને મુઢ માર મારીને તથા નગ્ન અવસ્થાઓ કરીને જે હકાલપટ્ટી કરી હતી** તે (જેમ કૌરવોની ભરી સભામાં દ્રૌપદીના ચીર ખેંચાયાં) **તેમ ભાજપ પક્ષના જ પીઢ નેતા શ્રી આત્મારામભાઈની છેડતી કરવાના પરિણામે,** તેના અનુસંધાનમાં એક કહેવત યાદ આવે છે કે

**(હાથમાં ડંડો, બગલમાં મોઈ, ગુજરાત લેવા જતાં હવેલી ખોઈ)**

કુદરતનો જ કાયદો આવી બાબતોમાં જે કર્મ કાર્ય કરી રહેલ છે તે માટે કહેવત છે કે

**(જેવી કરે જે કરણી, તેવી તુરત ફળે છે. બદલો ભલા બુરાનો અહીંનો અહીં મળે છે.**
**ઉચે ચડે છે જ્યારે, સહુને જે તુચ્છ ગણતા, પટકાય જ્યારે નીચે ત્યારે સમજ પડે છે.**

ઉપરના ઉદાહરણ આપીને સમગ્ર જ્ઞાતી સમાજના મિત્રોને નમ્ર વિનંતીથી જણાવવાનું છે કે અમારા અરજણભાઈશ્રીની અપહરણની છેડતી કરનારાને તથા આ સંકલન કરનાર **લેખકના ઉપર, પીરાણા મુકામે હુમલો કરનારાઓને તેવા સૌને આપણા સદગુરૂ શ્રી ઈમામશાહ બાવા સદબુધ્ધિ આપે. અને કોઈને કુદરતના તરફથી કોઈપણ જાતની તકલીફ ન થાય, તેવી દરેકના પ્રત્યે હમારી ઉદારતા અને ક્ષમાભાવ છે.** અને આ બનાવની સત્ય ઘટના નાટકના સ્વરૂપમાં આત્મકથાનું વર્ણન સમાજને સત્ય હકીકતની જાણ માટે તથા મનોરંજન માટે જ છે.

સતપંથ ધર્મના હિત માટે ખુબ મોટો ફાળો છે

**લેખક અનામી અંતરઆત્માના પરમાર્થ હેતુના સતકર્મ કાર્યોની સંક્ષિપ્ત રૂપરેખા :**

(૧) સૌ પ્રથમ સન ૧૯૫૦માં સતપંથ વિરૂધ્ધ લેખ લખનાર **સ્વ. નારણભાઈ રામજીબાપાની વિરૂધ્ધમાં** (સામટો જવાબ) ના શિર્ષકથી **મુખી સ્વ. દેવજીભાઈ લાલજીભાઈના સહયોગથી પ્રસિધ્ધ થયેલ જવાબ.** (૨) સન ૧૯૫૫ની સાલમાં **(દેસાઈપુરા કંપા મુકામે જાહેર સંમેલન ત્રણ દિવસનો ભવ્ય પ્રસંગ)** (૩) સન ૧૯૬૧ની સાલમાં **વડાલી વિભાગમાં વાલજીભાઈ કાનજીભાઈની** જાહેર પત્રીકાની ટીકાનો જવાબ પાના ૩૦નું પ્રકાશન વડાલી વિભાગમાં પ્રશંસાને પાત્ર બનેલ. (૪) સન ૧૯૬૭માં કચ્છ આણંદસર ગામે **લક્ષ્મી નારાયણ મંદિરના ઉદઘાટનના પ્રસંગમાં** જ **આર્ય સમાજી શ્રી નાનજીભાઈ કાનજીભાઈએ જાહેર સભામાં** કરેલી ટીકાઓના વિરૂધ્ધમાં છપાવેલી જાહેર પત્રિકા પુસ્તક નામ **(આણંદસરની સત્યઘટના) શ્રી ભાણજીભાઈ રામજીભાઈ જે હાલમાં ભાણદાસ રામદાસ નામ છે. તેમના** સહયોગથી પ્રસિધ્ધ થયેલી. (૫) સન ૧૯૬૭માં **જાગૃતિ માસિક ધનસુરાથી પ્રસિધ્ધ થયેલ.** તેમાં તેમના માસીકોમાં આપણા સતપંથ સમાજની જાહેરમાં થતી ટીકાઓ વખતે, તેવા તંત્રીઓને જાહેરપત્રિકાઓથી આપેલી ચેતવણીઓ. સૌની જાણમાં છે. (૬) સન ૧૯૬૮ની સાલમાં **જાગૃતિ માસીકની વિરૂધ્ધમાં, અખંડ જ્યોતિ ત્રીમાસિક** આ લેખકના નિમિત્તે બાર માસ સુધી ૧૨ માસ સુધી ૪ અંક પ્રસિધ્ધ થયેલા. તે વખતે સમગ્ર ગુજરાતભરમાં પ્રશંસા પામેલ. (૭) સન ૧૯૭૦ માં **લીખી કંપા મુકામે, સતપંથ સમાજને બોધપાઠ લેવા** ધાર્મિક જાહેર પ્રસંગ ઉજવાયેલ. (૮) તેવા સમય દરમ્યાનમાં **હડમતીયા કંપા ગૃપમાં થયેલ બંધારણ ભૂમિદાગ દેનારાઓનો બહિષ્કાર કરવાના**

વખતે હડમતીયા ના વતની શ્રીભાણજીભાઈ કાનજીભાઈના ત્યાં **(લગ્ન પ્રસંગમાં વિઘન)** નામથી એક જાહેર પત્રિકા આ લેખકના નિમિત્તે પ્રસિધ્ધ થયેલ. અને **તેવી પત્રિકાના પ્રકાશકો, સતપંથ સમાજના મુખ્ય ૨૦ સભ્યના નામોથી પ્રસિધ્ધ થયેલ હતી. અને સતપંથ સમાજમાં પ્રશંસાને પાત્ર બનેલ.** જેની નકલ ફાઈલમાં છે. (૯) પરંતુ જે વખતે આ લેખકને હડમતિયા કંપા જવાનું થયેલ તે વખતે હડમતિયા કંપાના યુવાનોએ આ લેખકના ઉપર કરેલ હુમલો અને અત્યાચાર. તેવા બનાવની આ લેખકે છપાવેલી જાહેર પત્રિકા સતપંથ સમાજમાં પ્રશંસાને પાત્ર બનેલ. (૧૦) સન ૧૯૭૭માં **કચ્છ નખત્રાણા મુકામે પ્રથમ અધિવેશનમાં,** કચ્છના સતપંથ સમાજે તેવા અધિવેશનનો બહિષ્કાર કરેલો, ત્યારે મોડાસા વિભાગમાંના આ લેખકની સાથે આવેલા **સ્વ. શ્રી ખીમજીભાઈ પ્રેમજીભાઈ તથા શ્રી ગંગારામભાઈ નાનજીભાઈ** વગેરે આ લેખકના સાથી હતા. અને તેવી જાહેર સભામાં તેમના ઠરાવ નંબર ૧૮નો જાહેર સભામાં વિરૂધ્ધ કરનાર લેખક અનામી અંતરઆત્માની સતપંથ સમાજે પ્રશંસા કરેલી. અને ત્યારે તે અધિવેશનમાં કોઈ વાદ વિવાદ થયેલો ન હતો. (૧૧) સન ૧૯૮૫માં ફરીથી **કચ્છ નખત્રાણા મુકામે બીજા અધિવેશનમાં,** તે વખતમાં આ લેખકનો પગ પાળા પ્રવાસ હિંમતનગરથી નખત્રાણા મુકામે હમારા અરજણભાઈ સાથે, તેવા અધિવેશનમાં ઉપસ્થિત રહેલા. ત્યારે તે અધિવેશનમાં ઠરાવ નંબર ૧૮ ની બાબતમાં, આ લેખકના નિમિત્તે જ જાહેર સભામાં વાંધો ઉઠાવેલ. ત્યારે તે દિવસની જાહેર સભામાં થયેલ ઉગ્ર તોફાન અને તેની વિગતો તે વખતે જ દૈનિક કચ્છ મિત્ર અખબારમાં આ લેખકના નામ નિમિત્તેથી જ વિગતોની પ્રસિધ્ધી થયેલી. (૧૨) ત્યાર બાદ **કચ્છમાં માનકુવા ગામે,** સમગ્ર કચ્છ વિભાગના ગામોએ સતપંથ સમાજની જનરલ સભા બોલાવેલી. અને આપણા સતપંથ સમાજની ટીકાઓ કરનારા સામે, કાર્ય કરવાના હેતુથી, તે વખતે એક સમિતિની રચના કરવામાં આવેલી. તેવી **સમિતિના પ્રમુખની નિમણુંક આ લેખક અનામી અંતરઆત્માની, તે વખતે શ્રી પચાણભાઈ કરસનભાઈ એજ કરાવેલી. તેમજ અમારા લીખી કંપાથી દિલ્હી પગપાળા પ્રવાસ, તેમજ તેવા પ્રવજાસનો સંપૂર્ણ અહેવાલ એંસી પાનાનો સ્મૃતિગ્રંથ છપાયેલો છે. તે સૌની જાણમાં છે. માટે સુજ્ઞવાચકો ઉપરની વિગતો હાલના શિક્ષિત નવયુવાનોને જાણ માટે પ્રસિધ્ધ થઈ છે.**

## આ લેખકને સહયોગ આપનારા પુજ્ય સ્વ. વડીલોને શ્રધ્ધાંજલી :

ઉપરોક્ત ૧૨ મુખ્ય મુદ્દામાં જણાવ્યા મુજબ ગત ચાલીસ વર્ષના સમય દરમ્યાન આ લેખકના નિમિત્તની, પરમાર્થ હેતુની સંક્ષિપ્ત રૂપરેખામાં જણાવેલ વિગતો મુજબ આપણા સતપંથ સમાજમાં, હાલના ઉછરતી પેઢીના શિક્ષિત યુવાનો તથા શિક્ષિત મહિલાઓ વગેરેને યાદ અપાવવાનું છે કે ગત ચાલીસ વર્ષના સમય દરમ્યાન આ લેખકના અનુભવોનો ઉપયોગ કરાવનારા પુજ્ય વડીલો ગુજરી ગયા છે. તેવા વડીલો નીચે મુજબ છે. (૧) સ્વ. પૂજ્ય શ્રી અરજણભાઈ સવગણભાઈ ભગત (દિશાઈપુરા) (૨) સ્વ. પુજ્ય શ્રી સવજીભાઈ કરસનભાઈ (દિસાઈપુરા) (૩) સ્વ. વાલજીભાઈ ભાણજીભાઈ (દિસાઈપુરા) સ્વ. પુજ્ય લેખકના પિતાશ્રી કાનજીભાઈ રત્નાભાઈ (રામપુરા) સ્વ. મુખી શ્રી દેવજીભાઈ લાલજીભાઈ (કાનપુરા) સ્વ. પુજ્ય શ્રી રામજીભાઈ પેથાબાપા (દેગામ) સ્વ. પૂજ્ય શ્રી નથ્થુબાપા (વડાલી કંપા) મેઘપુરા કંપાના સ્વ. ગોવિંદભાઈ મેઘજીબાપા વગેરે પૂજ્ય વડીલો સંતોના આશીર્વાદ તથા સહયોગથી જ ઉપરોક્ત તેવા સર્વે પુજ્ય વડીલોને શ્રધ્ધાંજલિ અર્પણકરવામાં આવે છે. આવા કાર્યો મારા નિમિત્તે થયેલાં તેમાં સમગ્ર સમાજનું તથા આપણી સંસ્થાના નામનું ગૌરવ વધારેલું હતું.

ત્યારે પરંતુ હાલ વર્તમાન સમયમાં, છેલ્લા ગત **છ વર્ષમાં જે લેખકની વિરૂધ્ધમાં વાદ વિવાદ સંઘર્ષો થયા** તેવી હકીકતો જે પ્રસિધ્ધ કરવામાં આવી છે. **તે પણ ફકત એક નાટકના પાત્રની જેમજ આ**

લેખકના શરીરની ઉંમર બોત્તેર વર્ષની થયેલ તેથી જ આ લેખકને ઉપમા યાને સંજ્ઞા (બોતેર વર્ષના બુઢા બાવાની આપીને સંકલન થયેલ છે.) માટે આવી આ લેખકની આત્મકથા વાંચન કરનારા કોઈએ વાદ વિવાદ કે આજ પછીથી સમાજમાં ખોટી અફવાઓ ન ફેલાવે તેટલી નમ્ર પ્રાર્થના છે.

(૨) અને સતપંથી મિત્રોને ખાસ યાદ અપાવવું જરૂરી છે કે **ગત ૪૦ વર્ષમાં જે આપણા સતપંથ સમાજની ટીકાઓ કરતા હતા** ત્યારે તેવાઓને જે જે વર્ષમાં, જે આપણી સતપંથ સમાજની ટીકાઓ કરનારાઓ જે જે આગેવાનો હતા તેવાઓને **(જેમ કે જાગૃતી માસિકના તંત્રી શ્રી નાનજીભાઈ કાનજીભાઈ)** તથા **સ્વ. શ્રી શામજીભાઈ સવગણભાઈ વડાગામ વાળાને)** તથા **તખતગઢ કંપાના સનાતની મિત્રોને તથા પાટીદાર સંદેશ માસિકના તંત્રીઓશ્રી શામજીભાઈ વગેરેને સંબોધીને** આ લેખકની કલમથી તેઓ સૌને જાહેર પત્રિકાઓથી જ, કડવી મીઠી ભાષામાં, તેમની ટીકાઓ કરવાની મનોવૃત્તિઓ સામે, છેવટના ત્રણ ઈસમોને રૂા. ૩ લાખના એલાન, જાહેર પત્રિકાઓથી આ લેખકના અનુભવથી અપાયેલ. અને તેવી છેવટના એલાનની જાહેર પત્રિકા સન ૧૯૮૯ની સાલમાં પ્રસિધ્ધ થયેલ. અને તે સતપંથ સમાજમાં પ્રશંસાને પાત્ર બનેલ. એટલે અત્રે આ હકીકત યાદ અપાવવાનો હેતુ એ જ છે કે તેવી આ લેખકની જાહેર પત્રિકાઓની વિરૂધ્ધમાં, તેવા આપણા જ્ઞાતી સમાજનાં સનાતની આગેવાન મિત્રો કોઈએ આ લેખકની સામે કોર્ટમાં લેખકની પત્રિકાઓ વિરૂધ્ધ બદનક્ષીની ફરીયાદીઓ કરી જ કરાવી ન હતી. ઉપરાંત શ્રી નાનજીભાઈ કાનજીભાઈએ લેખકને મિત્ર ભાવે પત્ર લખીને સદભાવના દર્શાવેલી. અને **પાટીદાર સંદેશના માસિકના તંત્રી શ્રી શામજીભાઈ પટેલની લેટરબુકથી આ લેખકને તા. ૮-૯-૮૯ ના દીને પત્ર લખીને લેખકના અનુભવની પ્રશંસા કરેલી**. તેમજ સન ૧૯૮૯ની સાલમાં તે સમયમાં કચ્છના શ્રી ભાણજીભાઈ રામજીભાઈએ, પણ આ લેખકના એલાન વાળી પત્રિકાને એક પત્ર તા. ૨૯-૧૨-૮૯ ના દિવસે લખીને અનિભનંદનનું પ્રમાણપત્ર આપેલ છે. પરંતુ ત્યારબાદ જે કચ્છના સતપંથી મિત્રોએ હમારી સામે ઉપરોક્ત વિગતોમાં જણાવ્યા મુજબનું જે ફરિયાદી કચ્છ, ભુજ ની કોર્ટમાં કરાવેલી ત્યારે તેવી ફરીયાદી કરાવવામાં તેઓ સર્વે નિષ્કલંકી છે ? કે કલંકિત છે. ? તેની તુલના વાંચકોએ કરવી.

પાટીદાર સંદેશના તંત્રી, શ્રી શામજીભાઈએ લેકિત પ્રશંશા કરેલ છે

## લેખક સમગ્ર જ્ઞાતી સમાજની સાથે જ રહેવા છતાં,

(એકલવાયો અનામી અંતરઆત્મા)

### લેખક અનામી અંતરઆત્માની આત્મકથાના અનુંસંધાનમાં, (કવીની રચના)

ડગલે ડગલે, સાવધ રહીને, પ્રેમળતા પ્રગટાવે જા,
અંતરના અજવાળે વીરા, પંથ તારો કાપે જા,
કાંટા આવે, કંટક આવે, ધોમ ધખંતી ધરતી આવે,
પણ ખાંડાની ધારે ને ધારે, ધૈર્ય ધારી ચાલ્યો જા.
હિંમત તારી ખોતો ના, સ્વાર્થની સામે જોતો ના,
શિસ્ત શાન્તીને સેવાનો તું, બોધપાઠ સૌને આપે જા,

**સદગુરૂ સૈયદ પીર ઈમામ શાહ બાવાની અસીમ કૃપાથી અનામી અંતરઆત્મા**

હમારા સતપંથી સનાતની, આત્મિય બંધુઓ બહેનો જોગ **નૂતન પ્રેરણા સંદેશો છે કે,** હાલ ગત તા. ૧૧-૮-૯૬ ના દીને અમદાવાદ ટાગોર હોલમાં, **(શાન્તિ પેગામ સમિતિના સહયોગથી)** જાહેર પ્રસંગ,

**વેદો તથા કુરાનની આયાતોનું, જ્ઞાનગોષ્ઠિનું** આયોજન કરવામાં આવેલ. ત્યારે તેવા પ્રસંગની વિગતો, બીજા દીવસે તા. ૧૨-૮-૯૬ના દીને દૈનિક અખબારમાં જ પ્રસિધ્ધ થયેલ. (તે ગુજરાત સમાચાર તા. ૧૨-૮-૯૬ના પાનની જ અક્ષરસ વિગત નીચે મુજબ છે.) આ પ્રસંગમાં લેખકની હાજરી હતી.

## શિર્ષક : (વેદ તથા કુરાનનો આત્મા તથા હૃદય એક જ છે.)

આ પ્રસંગે ભાગવત વિદ્યાપીઠના **આચાર્યશ્રી કૌણ્ડિન્ય શાસ્ત્રી** અને તેમના વેદપાઠી છાત્રોએ, પ્રારંભમાં ચારે વેદોના મંત્રોની પારાયણ કરી હતી. અને ત્યારે તેમની સાથે, **અયોધ્યા, રામપુર અને દિલ્હીથી આવેલા કાજી મોલવી ધર્મપુરૂષો જે કાજીઅતાઉલ્લા અને કાજી વજી દુલાએ, વેદોને જ સમાન વિચાર ધરાવતી કુરાન શરીફની** આયાતોની પારાયણ, જાહેર સભામાં કરાવી હતી. આ પ્રસંગે ખાસ **ઉદયપુરથી** સંસ્કૃત કોલેજના **આચાર્ય પંડિત શ્રી રામદાસ મિશ્રાએ, અને અયોધ્યાથી આવેલા** મુસ્લીમ સમનવય વાદી સુધારક અને વિચારક **શ્રી અબ્દુલા તારીકે** પ્રસંગીક પ્રવચનો કર્યા હતાં. અને તેઓએ કહ્યું હતું કે, આપણે બધા મુળ પરમાત્મા ઈશ્વરમાંથી જ વિખૂટા પડયા છીએ, અને આપણે બધા એક ઈશ્વર યાને એકજ ખુદાના સંતાનો છીએ. પરંતુ હાલમાં કોમી સંઘર્ષો વધારી રહયા છે. એટલે જ મતભેદો વધ્યા છે. પરંતુ આપણે બધા **એક જ ઈશ્વર યાને ખૂદાના સંતાનો છીએ**

અને આ પ્રસંગમાં, **વેદમૂર્તિ પંડિત શ્રી વિષ્ણુદેવે** જણાવ્યું હતું કે, (**વેદ અને કુરાનનો આત્મા અને હૃદય એક જ છે.**) માટે આવા કાર્યક્રમમાં, **વેદ અને કુરાને શરીફની, સમાન અર્થવાળી,** બોધપ્રેરિત મંત્રાવલી અને કુરાનશરીફની આયાતોનું, અનુક્રમે **શ્રી ધનરાજ પંડિતે તથા કાજી શ્રી આતાઉલાએ** પઠન કર્યુ હતું. આમ આ સમગ્ર કાર્યક્રમનું આયોજન, **અમદાવાદના મુબીન હોસ્પીટલના ડૉ. એમ. શરીફે તથા આચાર્ય વિષ્ણુદેવ પંડિતે** કર્યુ હતું. તેવા આ કાર્યક્રમમાં હજારો હિન્દુઓ તથા મુસ્લિમ બીરાદરોએ ભાગ લીધો હતો. ત્યારે તેઓ સૌને, આ પ્રસંગના સંચાલકો તરફથી ઉપરોકત **વેદ તથા કુરાનની આયાતોવાળી પુસ્તિકાઓ ઉપસ્થિત રહેનારાઓને ૧-૧ પ્રત ભેટ આપવામાં આવી હતી.**

આ નોંધ કરનાર **લેખક અનામી અંતરઆત્માને આવી સદર પુસ્તિકાઓ ભેટ મળી હતી.** તેથી આવા પ્રસંગોમાંથી જ પ્રેરણા મેળવીને **હાલમાં આ સ્વાધ્યાયપોથી જ્ઞાન ગોષ્ઠિ સંવાદનું સંકલન થયેલ છે.** માટે આ સંકલન સમગ્ર જ્ઞાતી સમાજને તથા અન્ય ધાર્મિક શ્રધ્ધાળુઓને બોધપાઠ લેવા સમાન બાળપોથી જેવું પ્રાથમિક ભૂમિકાનું આ સંકલન છે. તેમાં વાચકોની દ્રષ્ટિએ ક્ષતિ જણાય તો દરગુજર કરવા વિનંતી.

સતપંથીમિત્રો, ભારતના સ્વ.સરદાર વલ્લભભાઈ પટેલે જયારે સમગ્ર દેશી રજવાડાઓનું વિલીનીકરણ કરાવ્યું , ત્યારે તેમનામાં કઈ શકિત ? અને તાકાત હતી. ? તેમજ પુજય ગાંધી બાપુએ આઝાદી અપાવી ત્યારે તેમનામાં કઈ શકિત અને તાકાત હતી ? તેનો જવાબ એ છે કે, તેવી શકિત પ્રાર્થના અને ઉપાસનામાંથી મેળ વી હતી. ગાંધીજીની પ્રાર્થના બિરલાભવનમાં, જાહેરસભામાં થતી હતી. ત્યારે તેમાં વેદ તથા કુર્આનની આયતો સહિષ્ણુતાની પ્રાર્થના જાહેર સભામાંજ આપણા હિંદુ ગૌરસેએ ગાંધી બાપુને ગોળી મારીને હિંસા કરી. અને ત્યારબાદ ભારતમાં વર્ષોથીજ વિશ્વ હિંદુ પરિષદના સંતો મહંતોના શંભુ મેળાએ ભાજપ તથા આર.એસ.એસ.ની શકિતથી બાબરી મસ્જીદને તોડી. અને ત્યાંજ આપણા હિંદુઓનું રામમંદિર બંધાવવાના હેતુથી કેન્દ્રમાં સત્તા હાંસલ કરવાના કોડ હતા. પરંતુ કુદરતના કાયદા મુજબ, હાથમાં ડંડો અને બગલમાં મોઈ, ગુજરાત લેવા જતાં, હવેલી ખોઈ. પરંતુ આવા કોમવાદને વિશ્વશાંતિનો પૈગામ, પિરાણા દરગાહની સંસ્થાજ આપી શકે તેમ છે.

**આપણા ધર્મનું નામ, સતપંથ શા માટે ? ઉત્તર વાંચો.**

કહેવત છે કે,

સાદી ભાષા, સાદી કડી, સાદી વાત વિવેક;
સાદામાં, શિક્ષા કથે, તેવા કવીજન કોક :

આપણા કચ્છ વિભાગમાં, એક સાદી ભાષામાં બીજી કહેવત પ્રચલિત છે કે,

**કચ્છી કહેવત તે નીચે મુજબ છે.**

હિન્દુઓ અંધા, ઓર મુસલમાનો કાંણા;
દોનું કે બિચ મેં, સતપંથ સમાણા :

આ કહેવતનો ભાવાર્થ એ જ છે કે હિન્દુ જ્ઞાતિના સંતો તથા મહાત્માઓ જે ભૂતકાળ સમયના અવતારોને તથા વેદો, ઉપનિષદો, ગીતા, રામાયણ, મહાભારત વગેરેના ભૂતકાળ સમયના ઉપદેશને જ મહત્વ આપે છે. પરંતુ વર્તમાન કળયુગના સમયમાં મક્કા મદીનામાં જન્મેલા મહંમદ પેગમ્બર સાહેબને તથા પીર પેગમ્બર કુળના વારસામાં, જે ખુદાનું નુર, (આપણા સદગુરૂશ્રી ઈમામશાહ બાવાના બોધ વચન મુજબ , નુર સે નુર ચલ કર આયા, જાંબુદ્વિપ પીરાણામાં છોડી માયા.) તેવા સદગુરૂશ્રીના બોધવચન તથા ઉપદેશને હાલમાં આપણા વિશ્વ હિન્દુ પરિષદના સંતો મહંતો ભૂલ્યા. માટે કહેવત છે કે હિન્દુઓની બબે આંખો [illegible] છતાં, બ્રહ્મજ્ઞાનની આંખ વીનાના અંધ બન્યા.

વિશ્વ હિંદુ પરિષદના સંતો મહંતો સતપંથને ઓળખવામાં ભૂલ કરે છે.

તેવા ઉદાહરણ મુજબ (મુસલમાનો કાંણા) મુસલમાનો કેમ ભૂલ્યા ? તેનો ભાવાર્થ, મુસલમાનો માત્ર એક અલ્લાહ એક જ ખુદા, તે સીવાયના ભૂતકાળમાં થઈ ગયેલા અને જગતની ઉતપત્તિના સમયની રચના શ્રી વિષ્ણુ ભગવાનના સાકાર બ્રહ્મ સ્વરૂપના દસે અવતારો, શ્રી રામ તથા શ્રી કૃષ્ણ વગેરેના ગુણગાન ગાવાનું ભૂલ્યા. તેથી મુસલમાનો માત્ર એક જ ખુદા એક જ અલ્લાહના નામની જ બંદગી કરતા રહેવામાં, ભૂતકાળના અવતારોની ઉપેક્ષાઓ કરતા રહ્યા માટે મુસલમાનો ભુલ્યા.

આવા સંજોગોમાં ૬૦૦ વર્ષના સમયથી પીરાણામાં પ્રગટ પીર ઈમામ શાહ બાવાએ સૈયદ કુળમાં જન્મ લઈને જે ઉપદેશ આપ્યો, તેમાં સૌ પ્રથમના વેદોની પ્રશંસા તથા દસે અવતારોની તથા ભગવત ગીતા મહાભારત રામાયણ વગેરેના ઉપદેશને પ્રધાનપદે રાખીને ત્યાર બાદ વર્તમાન કળીયુગના સમયમાં મહંમદ પેગમ્બર સાહેબને તેમના કુળના તમામ પવિત્ર પીરો પેગમ્બરોના ગુણગાન ગાવાનો પવિત્ર ઉપદેશ સંદેશો જે આપ્યો, તેવા ધર્મ પંથનું નામ સતપંથ સનાતન ધર્મ પ્રચલિત છે. માટે આપણા સતપંથ ધર્મનો દિવ્ય સંદેશો, સમગ્ર વિશ્વના માનવીઓને, હિન્દુ મુસ્લીમ જ્ઞાતિના ભેદભાવો અને કોમવાદની ભ્રમણાઓ મીટાવવાનો વિશ્વ શાંતિનો શુભ સંદેશ સદ્ગુરૂ ઈમામશાહ બાવાની પુજા વીધીનું કર્મકાંડ મંત્રોમાં વિશ્વ શાંતિનો સંદેશ આપેલો છે. તે આપ સૌની જાણમાં છે. તા. ૧૦-૧૦-૯૬ વકતાપુર.



મુસલમાનોની જેમ સતપંથ પણ મુહમ્મદ પૈગંબર અને તેમના કુળના પીરોના ગુણગાન ગાય છે. (હિંદુ ધર્મમાં આવું થતું નથી)

સાચો સતપંથી પીર પૈગંબરને માને છે



**સતપંથી કોણ ? જે સતને મારગે ચાલે, તેજ સાચા સતપંથી.**

જે શ્રીરામ, શ્રીકૃષ્ણ વગેરેને તથા પીર પયગંબરો, ઈમામોને, પ્રાર્થના ઉપાસનામાં , સમાન ભાવથી જે માને, તેજ સાચા સતપંથી. અને જેઓ પીરો પયંગંબરોના પવિત્ર નામોની ઉપેક્ષાઓ કરાવે, તેઓ સતપંથી ? કે મતપંથી ? તેની પરીક્ષા બ્રહમનિષ્ઠ મહાત્માઓ કરે. તેવી નમ્ર પ્રાર્થના

કારણકે આપણે જો પીર શબ્દના ઉચ્ચાર માત્રથીજ મુસલમાન બની જતા હોઈએ તો, મુખ્ય ધામ પીરાણા ગામના નામમાંજ પીર શબ્દનો જ ઉચ્ચાર બોલવામાં થાય છે. જ. માટે પીરાણા મુખ્ય ધામના નામને પણ બદલવા હાલના વહિવટ કર્તા, હિંદુ સતપંથીઓની બહુમતી છે. તેમને કોણ રોકનાર છે ? સર્વે સ્વતંત્ર છે.



ઉપરાંત :- આપણે હાલના પ્રસિધ્ધ થતા સતપંથ - સાહિત્યમાં સુધારા - વધારા કરી ઈમામ શબ્દ તથા પીર શબ્દ જેવા મુખ્ય નામોને ને કમી કર્યા છે. અને ફક્ત ઈમામ શાહ મહારાજ સુફી સંત હતા. તેવો વિકૃત પ્રચાર પણ હાલમાં થાય છે. પરંતુ તેવા મુખ્ય નામ ઈમામ શાહ મહારાજના નામમાં પણ ઈમામ શબ્દજ અરબી કુળની ઓળખનો છે. માટ ઈમામશાહ નામને બદલવા, સુધારક સમાજને કોઈ બંધન નથી.

અભણ પત્નિ , છે, નામ કુંવરબેન, અને લેખક, અનામી અંતર આત્માની છે, જોડી ;
અરે, સતપંથીઓ ? બ્રહમજ્ઞાનની, કેળવણીથીજ, કળજુગ અંતે, જીવો, તારશે, અનંત, કરોડી.

અંતમાં :- બ્રહમજ્ઞાની સંતોની અનુભવ વાણી નીચે મુજબ

તેરી અકલીત હૈ માયા, તેરા ભેદ કીસી ન પાયા.
સત ને, મારગ, કોઈક સંત સિધાવે, જુઠેસબકોઈ ધાયા (૨) ભાઈ જુઠે સબ કોઈ ધાયા,
સતે ચલે, વો સબકા વેરી, પણ જુઠે જગ ભરમાયા (૨) ભાઈ જુઠે જગ ભરમાયા,
સત્યનો મારગ છે શુરાનો, નહીં કાયરનું કામ જોને,
પ્રથમ પહેલું મસ્તક મુકી, વળતા લેવું નકલંક, પીરશાહનું નામ જોને.

શુભેચ્છકો :- વિધ્વાન એડવોકેટ શ્રી સુરેશ બી. બેલસરે સાહેબ મું. અમદાવાદ.
શ્રી બબાભાઈ શીવલાલ ચોકસી મુ. અમદાવાદ.

★સ્વ. પૂજ્ય ખાકી સાહેબના શિષ્યો પૈકીના શ્રધ્ધાળુ શિષ્યમંડળ ★

છપાવ્યા તારીખ : ૨૮-૧૨-૯૬ (હંશવૃતીથી ગુણ ગ્રાહી બનો) લેખક : અનામી અંતર આત્મા